પ્રજાબંધુના ગ્રાહકોને સને ૧૯૧૮ ની ભેટ



# મહારાષ્ટ્રનું નૌકાબળ

પ્રજાબંધુ ઑફીસ, અમદાવાદ

# મહારાષ્ટ્રનું નૌકાબળ.

[ ઐતિહાસિક નવલકથા ]

અનુવાદક

ચંદુલાલ હીરાલાલ મણકીવાળા

ધના સુતારની પોળ, અમદાવાદ.

" जंजिरा पाण्यांत किल्ला, जेर न होय, असाध्य, तो आपणांस यावा, समुद्रांत सत्ता करावी, म्हणून बहुत चित्तांत हेतु धरून, आरमार करावें असा बेत करून, जहाजें नवीं तयार महाराजांनीं करविलीं......अशा जातींचीं चार पांचशें तयार करविलीं. त्यांस दहापांच लक्ष रुपये खर्च झाला.

\- म. रा. चिटणीस.

અમદાવાદ:

ખાડીયા–જેઠાભાઇની પોળમાં આવેલા "પ્રજાબંધુ પ્રિન્ટીંગ વર્કસ" માં

ઠાકોરલાલ પરમોહરાય ઠાકોરે છાપી પ્રસિદ્ધ કર્યું.

વિ. સં. ૧૯૭૪. સ. ૧૯૧૮.

આવૃત્તિ ૧ લી. પ્રત ૨૫૦૦.

મૂલ્ય રૂ. ૧ા

# 'પ્રજાબંધુ' ની ભેટો.

| પુસ્તકનું નામ. | ઇ. સ. | મૂલ્ય. |
|---|---|---|
| * અઢારમી સદીનું મહારાષ્ટ્ર. | ૧૯૧૦ | રૂ. ૧। |
| ધારાનગરીનો મુંજ. | ૧૯૧૧ | રૂ. ૧। |
| * સિંધ ઉપર સ્વારી. | ૧૯૧૨ | રૂ. ૧। |
| * સોમનાથનું શિવલિંગ. | ૧૯૧૩ | રૂ. ૧। |
| * નિઝામશાહીનો વફાદાર વઝીર. | ૧૯૧૪ | રૂ. ૧। |
| * પાટણની પડતીનો પ્રારંભ. | ૧૯૧૫ | રૂ. ૧। |
| * વસઇનો ઘેરો. | ૧૯૧૬ | રૂ. ૧। |
| * ગુજરાતની ગર્જના. | ૧૯૧૭ | રૂ. ૧। |
| મહારાષ્ટ્રનું નૌકાબળ. | ૧૯૧૮ | રૂ. ૧। |

* આ પુસ્તકોની થોડી થોડી પ્રતો સીલીક છે, તે 'પ્રજાબંધુ'ના ગ્રાહકોને દરેક રૂ. ૦-૧૨-૦ ની કીંમતે મળશે. બીજાઓને પૂરી કીંમતે મળશે.

# પ્રસ્તાવના.

હિંદુસ્તાનની ત્રણ દિશાએ સમુદ્ર આવેલો છે, એટલે કે તે એક દ્વીપકલ્પ છે, પરન્તુ ભૂતકાળમાં તેના નૌકાનયન અર્થાત્ વહાણુવટા વિષે બહુ જ થોડું જાણુવામાં આવેલું છે. એ શાસ્ત્ર અને વિદ્યામાં આજે યુરોપના દેશો પહેલી પંક્તિ ધરાવે છે અને દરિયાપર કાબૂ મેળવવાની તે દેશોએ જે અદ્ભુત શોધો કરી છે તેથી દુનિયા ચકિત બની ગઈ છે. હિંદમાં પ્રાચીન સમયમાં નૌકાનયન સારી રીતે ખીલેલું હતું એ પ્રાચીન ગ્રંથો ઉપરથી માલૂમ પડે છે, પરન્તુ મધ્યકાળના અંધકારમાં એ શાસ્ત્રનો વિકાસ કરવાનું વિસરી જવામાં આવ્યું હોય એવું માલૂમ પડે છે. આ કારણથી હિંદમાં નાવિક તરીકેનું જીવન ગાળનારો વર્ગ પણ નાનો રહ્યો છે, જેની અસર આધુનિક સાહિત્ય ઉપર થવા પામી છે.

અંગ્રેજી ભાષામાં નાવિક જીવનને લગતી ઐતિહાસિક અને સામાજિક નવલકથાઓનું સાહિત્ય અતિવિશાળ છે અને આજકાલ નાવિક જીવનને લગતાં જે અદ્ભુત નાટકો સીનેમામાં ભજવવામાં આવે છે તે આ દેશના પ્રેક્ષકોને પણ રસિક અને મનોમુગ્ધકર માલૂમ પડયાં છે. છતાં નાવિક જીવનના ઓછા પરિચયથી હિંદને લગતી જ એ જીવનને અનુસરતી નવલકથાઓ કે તે વિષયને લગતાં પુસ્તકો બહુ જ નાના પ્રમાણુમાં અસ્તિત્વ ધરાવે છે. તેમાંએ ખાસ કરીને એ જીવનનું યથાર્થ દર્શન કરાવનારા ઐતિહાસિક ગ્રંથોનો તો અત્યંત અભાવ છે. એ સ્થિતિ જોતાં મહારાષ્ટ્રના નાવિક જીવનની આ ઐતિહાસિક નવલકથા વાચકોને નૂતન શૈલીની અને રૂચિકર થઇ પડશે એવી આશા છે.

હિંદમાં વેપાર કરવા નિમિત્તે પરદેશી પ્રજાઓ પ્રવેશ કરવા લાગી, ત્યારથી વહાણુવટાના મહત્ત્વ વિષે આ દેશનું લક્ષ વધારે ખેંચાયું હોય તેવું જણાય છે. પશ્ચિમની પ્રજાઓનાં વહાણો હિંદના પશ્ચિમ કિનારે એટલે કે મહારાષ્ટ્રના કિનારે થોભતાં તેથી મહારાષ્ટ્રનાં નાવિક જીવનનો વિકાસકાળ ઘણો વહેલો થયો હતો. શિવાજી મહારાજે એ દિશાએ ઘણો શ્રમ લીધો હતો અને જે છૂટક છૂટક ઐતિહાસિક માહિતી ઉપલબ્ધ થાય છે તે ઉપરથી જણાય છે કે તેમણે લગભગ ૭૦૦ વહાણો બંધાવ્યાં હતાં, દરિયામાં નૌકા માટેના મોરચાઓ બંધાવ્યા હતા, દરિયાઈ લશ્કરની ગોઠવણો કરી હતી અને અનેક દરિયાઇ યુદ્ધોમાં ભાગ પણ લીધો હતો. હિંદના નાવિક જીવનના વિકાસ-

કાળના પ્રારંભ સમયની આ ઐતિહાસિક નવલકથા શ્રીયુત નાથમાધવે મરાઠીમાં લખેલી 'શ્રી શિવાજી મહારાજાંચે આરમાર' નામની નવલકથાનું ભાષાંતર છે અને આ પુસ્તક ગુજરાતી ભાષા બોલનારાઓમાં પ્રિય થઇ પડે તો તેનો જશ એ મૂળ મરાઠીમાં લખનાર ગૃહસ્થને જ ઘટે છે.

અમદાવાદ,
તા. ૧–૭–૧૮.

ચંદુલાલ હીરાલાલ મણુકીવાળા.

# અનુક્રમણિકા.

# મહારાષ્ટ્રનું નૌકાબળ.

## ઉપોદ્ઘાત.

મુખ્ય તાંડેલ હંબીરરાવે સાન કરતા જ ગણોબાએ પોતાની નૌકાપરની મ્હોટી તોપ એકદમ સળગાવી. તોપની "ધ–ડૂ–ડૂ–ડૂ–ધા" એવી ગર્જના થતા જ સર્વત્ર ગાજી ઉઠયું. તોપોના ધડધડાટ શરૂ થયા. "શ્રી શિવાજી મહારાજની જય" "શ્રી ભવાની માતાની જય" એવી મંગળ કિકિયારીઓથી સર્વ દિશાઓ ગાજી ઉઠી! તે વેળાનો દેખાવ અપૂર્વ હતો. માતૃભૂમિના કલ્યાણ માટે પોતાનું મસ્તક હાથમા લઇને શત્રુના રૂધિરપાન માટે નિરંતર તલપી રહેલા તેજદાર હથિયારો પકડેલા અસંખ્ય વીરવડે માલવણનો કિનારો ગાજી રહ્યો હતો. તે જ પ્રમાણે સમુદ્રમા સેકડો ન્હાના મ્હોટા વહાણો પોતાના માલિકની ભગવી પતાકા પવનમાં ફડફડાવતા આનંદથી ડોલતા હતા.

અહાહા! તે આનંદનુ વર્ણન કોણ કરી શકે? આજ ક્ષત્રિયકુલદીપક શ્રી શિવાજી મહારાજે મંગળ મુહૂર્તે પોતાના વહાણના બચાવ માટે પોતાની દેખરેખ નીચે બાંધેલા સિંધુદુર્ગમા[1] પ્રવેશ કર્યો.

સમુદ્રપર પોતાની સત્તા જમાવીને સર્વ વ્યાપારની કુચી પોતાના હાથમાં રાખવાની અને પોતાના તાબાના સમુદ્રકિનારાના મુલકમા શત્રુ તરફથી બિલકુલ

---

૧ સિંધુદુર્ગ ક્યારે અને કોણે બાંધ્યો એ સંબંધી માહિતી તે વેળાના કિલ્લાના અધિકારી ચાંદોજી ધટગે નામનજવ અને નાયકવાડીએ દાદંભટ ઉપાધ્યેને શકે ૧૬૪૨ મા લેખ લખી આપ્યો તેપરથી લીધી છે. તે નીચે પ્રમાણે—

* * * આદિલશાહીની સત્તા તે વખતે સર્વત્ર હતી. તે સમયે મહારાજ સ્વામી પણ ચઢાઈ કરવાના નિમિત્તે વહાણ ભેગાં કરવાને ત્યાં આવ્યા. દરિયા વચ્ચે બેટ નજરે પડયો, તેથી તે બેટનું નામ પૂછયું તે પરથી કૃષ્ણસાવંત દેશાઇ અને બાનજીભાઈ દેશાઇએ કહ્યું કે આ બેટનું નામ "કુરંટે!" આથી રાજશ્રી સ્વામીએ બેટપર આવીને જોયું તો સ્થળ વિસ્તીર્ણ અને સુંદર જણાયું. આ ઉપરથી રાજશ્રી સ્વામીએ આજ્ઞા કરવા પ્રમાણે આ જગ્યાએ એક મજબૂત કિલ્લો બાંધવાનો હુકમ કર્યો અને નૌકાની જમાવટ સારૂ રાજશ્રી સ્વામીએ મુહૂર્ત કર્યું તે વખતે પંડિતરાવ અને ઉપાધ્યે જોષી હાજર હતા. શકે ૧૫૮૬ ના માગશર વદ ૨ ને દિવસે કિલ્લો બાંધવાનું મુહૂર્ત કરીને પાયો નાખ્યો, અને 'સિંધુદુર્ગ' એવું નામ રાખ્યું.

"૧."

ત્રાસ થાય નહિ એ ધોરણપર મહારાજાએ સમુદ્રમાં જે કિલ્લાઓ બાંધ્યા તેમાં આ સિંધુદુર્ગ[1] પહેલો હતો.

ઉત્તમ મુહૂર્તમાં ગણેશપૂજન અને સાગરપૂજન કરીને આ દુર્ગ લાગલાગટ ત્રણ વર્ષથી ત્રણ હજાર ઉત્તમ કારીગરો બાંધતા હતા. આ દુર્ગ પાણીમાં મજબૂત ટકાવી રાખવા જે જે યુક્તિઓ વાપરવામાં આવી હતી તે સર્વે મહારાજાની પોતાની જ હતી. દુર્ગનું કામ પુરૂં કરવામાં એક કરોડ રૂપિયાનું ખર્ચ થયું. આ કિલ્લાનું નામ સિંધુદુર્ગ રાખીને શુભ મુહૂર્તે મહારાજાએ અંદર પ્રવેશ કર્યો. તે વેળાએ સર્વે મનુષ્યોને સાકર વહેંચી, પાંચ હજાર બ્રાહ્મણોને જમાડ્યા અને ન્હાના મ્હોટા કારીગરોને તેમની યોગ્યતા પ્રમાણે વસ્ત્રો, મંદિલ, સોનાનાં કડાં વિગેરે પુષ્કળ બક્ષિસો આપી.

એકંદરે તે દિવસે માલવણના કિનારાપર સર્વત્ર આનંદ આનંદ પ્રસરી રહ્યો હતો.

---

૧ પછી થોડે દિવસે આ કિલ્લાપર પાણીનો મારો પડે નહિ એટલા માટે મહારાજાએ પાણીમાં એક મ્હોટો બુરજ બાંધ્યો. આ બુરજને 'દરિયા બુરજ' કહે છે. આ બુરજની તપાસ કરતાં એક ઠેકાણે મહારાજાનો પગ લપસ્યો ત્યાં આગળ દેવાલય બાંધીને તેમાં મહારાજાની મૂર્તિ પધરાવી છે. દેવાલયમાં નિત્ય પૂજા થાય છે. પૂજા કરવા માટે હાલમાં કોલ્હાપુર સરકાર તરફથી માણસ રાખવામાં આવે છે. આ સિંધુદુર્ગ પૂર્ણ થતાં જ મહારાજાએ ત્યાં પોતાના વહાણનું થાણું કર્યું.

ઉપરોક્ત ઉતારો કેળુસ્કર કૃત શિવાજી મહારાજના ચરિત્રમાંથી લીધો છે. પરંતુ 'વિવિધ જ્ઞાન વિસ્તાર' સને ૧૯૭૪ ના ફેબ્રુઆરીના અંકમાં નીચે પ્રમાણે છે.

કિલ્લાના મધ્ય ભાગમાં શિવાજી મહારાજનું દેવળ છે. આ દેવળ સને ૧૮૧૨ માં કેટલાંક વર્ષ પૂર્વે બાજીપંત કરીને કોલ્હાપુર સરકાર તરફનો મામલતદાર હતો તેણે બંધાવ્યું, એમ કહેવાય છે. દેવળ ઘણું મ્હોટું નથી. સુમારે ૩૬ હાથ લાંબું અને ૧૬ હાથ પહોળું હશે. પૂર્વાભિમુખ હોઇને વચમાં ચાર ચાર હાથના અંતરે બે હાથ સમચોરસ અને સવાબે હાથ ઉંચા થાંભલા અને થાંભલાથી બે હાથને અંતરે બે હાથ જાડાઇની બે ભીંતપર કમાન વાળેલી છે. જમીનથી કમાનની ઉંચાઇ સાડાસાત હાથ છે. દેવળની પશ્ચિમે ૧૨ હાથ સમચોરસ હોઇને ઉપર ચોખુણી ઘુંમટ બાંધેલો છે. જમીનથી ઘુંમટની ઉંચાઈ ૧૬ હાથ છે. દેવળમાં જઇને જોનારાઓને તેમાં શિવાજીની મૂર્તિ સ્થાપન કર્યાનો ભાસ થાય છે પરન્તુ વાસ્તવિક રીતે તેમ નથી. એકાદા મઠમાં જેવી રીતે પાદુકા સ્થાપન કરેલી હોય છે તેવીજ રીતે પથ્થરની સ્થાપના કરેલી હોઇને દરરોજ તેની પર કપડાં પહેરાવે છે. આ મુખારવિંન્દ ઉત્તમ શૂરવીર પુરૂષને છાજે એવું કરેલું છે. દેવળમાં જુદા જુદા ઉત્સવો નિમિત્ત અંગ્રેજોના હાથમાં કિલ્લો ગયો ત્યારથી દરસાલ રૂ. ૧૫૦૦) નું વર્ષાસન અપાય છે. આ વર્ષાસન કિલ્લો સ્વાધીન કરતી વેળાએ બન્ને સરકાર વચ્ચે જે કરાર થયો તે કરાર પ્રમાણે અંગ્રેજ સરકાર ચલાવે છે. વચમાં તે સાત વર્ષ બંધ થયું હતું. હાલમાં તે ત્રણ વર્ષથી ચાલુ થયું છે.

કિલ્લાપરની તોપો વિગેરે સામાન કિલ્લો અંગ્રેજના સ્વાધીન કર્યો તે વેળાએ કોલ્હાપુર સરકારનો અધિકારી આવીને લઇ ગયો એવું માલવણના વૃદ્ધ લોકો કહે છે.

## પ્રકરણ ૧ લું.

### પૂર્વની હકીકત.

ઉપોદ્ઘાતમાં વર્ણવેલા સિંધુદુર્ગમાં મહારાજાએ પ્રવેશ કરતાં જ પોતાના મુખ્ય તાંડેલે હુકમ આપ્યા પ્રમાણે તોપને પહેલી સળગાવનાર ગણોબા તાંડેલ, તે જ આપણો કથાનાયકનો પિતા છે. આ કાર્ય માટે તેને એક મંદિલ અને સોનાનાં કડાં બક્ષિસ મળ્યાં. મહારાજાએ આખો કોંકણ પ્રાન્ત કબજે કરીને તે પ્રાન્તમાં ઉપદ્રવ કરનારા ઘણાખરાઓને શરણે લીધા, પરન્તુ જંજીરાનો શિદ્દી તેમને વારંવારીએ ઘણો ઉપદ્રવ કરતો હતો. નૌકાની મદદથી તે લાગ દ્વારે તે વખતે મહારાજના તાબાના કિનારાપરના ગામમાં વારંવાર ત્રાસ ઉપજાવતો. આ શિદ્દીનો જુલમ કમી કરવા માટે મહારાજએ દશ લાખ રૂપિયા ખર્ચીને પાંચસેં [1]વહાણ તૈયાર કરાવ્યાં તે પૈકીના એક મ્હોટા વહાણપર ગણોજી જેતપાળ એક બીજી પંક્તિનો તાંડેલ હતો.

ગણોબા જે વહાણપર તાંડેલ હતો તે વહાણનો મુખ્ય તાંડેલ હંબીરરાવ નામનો સરદાર હતો. હંબીરરાવ સ્વભાવે ઘણો જ ગરીબ અને મળતાવડો હતો, પરન્તુ વહાણપરના સર્વ ખલાસીઓપર તેનો રૈફ જબરો હતો. માત્ર ગણોબાપર જ તેની ખાસ મહેરબાની હતી ! તે સરદારની સ્ત્રીનું નામ કમળજા હતું. તેનો સ્વભાવ હંબીરરાવના સ્વભાવથી તદ્દન ઉલટો જ હતો. ટાપટીપ અને ભપકાની તે ઘણી શોખીન હતી. તેની સરૂ નામની એક અત્યંત વ્હાલી દાસી હતી, તે પણ પોતાની શેઠાણીના જેવી જ ટાપટીપની શોખીન હતી. ગણોબાને કામકાજ નિમિત્ત વારેઘડીએ હંબીરરાવ પાસે જવું પડતું હોવાથી તે તેને સારી રીતે ઓળખતો હતો. ક્રમે ક્રમે તેનો પરિચય વધતો જતો હોવાથી જ્યારે મહારાજાએ સિંધુદુર્ગમાં પ્રવેશ કર્યો તે વખતે ગણોબાને મળેલાં સોનાનાં કડાં અને મંદિલ જોઇને સરૂના મનમાં તેને વિષે

---

૧ આ પ્રમાણે મહારાજનાં વહાણ તૈયાર થતાં જ તે સમુદ્રમાં આમતેમ ફરવા લાગ્યાં અને તેમણે મોગલો, ફિરંગીઓ, વલંદા અને અંગ્રેજોના વહાણપર હલ્લો કરીને લુંટવાની શરૂઆત કરી. આથી મહારાજના વહાણનું ખર્ચ બહારોબહાર નીકળવા લાગ્યું. હબશીને ઘણી જ બ્હીક લાગી. તે આટલા દિવસ પોતાને "સમુદ્રનો રાજા" કહેતો પરન્તુ હવે તેનો જબરદસ્ત શત્રુ ઉભો થયો. ફિરંગી અને અંગ્રેજ વહેપારીઓને મ્હોટી દહેશત લાગી અને પોતાનાં વહાણ સમુદ્રમાંથી સુરક્ષિતપણે પસાર થાય એટલા માટે તેઓ મહારાજને વાર્ષિક ખંડણી આપવા લાગ્યા.

જુદા જ વિચાર આવવા લાગ્યા. આગળ જતાં તે પોતાના શેઠ પ્રમાણે સારી પદવીપર ચઢીને સરદાર થશે એવું ધારીને તે તેના તરફ પ્રીતિ બતાવવા લાગી. થોડા વખતમાં જ તે બન્ને વચ્ચે પ્રીત જામી. તેઓની ખાનગી ભેટો થવા લાગી, પરન્તુ આ વાત કમળજાબાઇના લક્ષમાં આવવાને ઝાઝો વખત લાગ્યો નહિ. પોતાની વહાલી દાસીનો ગણોબા ખલાસીપર પ્રેમ થયેલો જોઇને તેને ઘણો ગુસ્સો ઉપજ્યો, કારણકે તે ખલાસી તરફ ધિક્કારની નજરે જોતી હતી. ગણોબા સાથે લગ્ન કરવાથી સરૂને બિલકુલ સુખ મળશે નહિ એવું તેને લાગ્યું. પોતાનો પતિ મ્હોટો સરદાર હોવા છતાં વહાણપરની નોકરીને લીધે પોતાને જે દુઃખ ભોગવવું પડે છે તેવું દુઃખ પોતાની વ્હાલી દાસી ન ભોગવે એવી તેની ઘણી ઇચ્છા હતી.

"લઢાઇપર જતી વખતે કોઇ પણ સ્ત્રી મનુષ્ય સાથે હોવી ન જોઇએ." એવો મહારાજાનો સખત હુકમ હોવાથી જ્યારે હંબીરરાવ લઢાઇપર જતો ત્યારે બબ્બે ચાર ચાર મહિના કમળજાને એકલાં ઘેર રહેવું પડતું. આ જ કારણથી તેને વહાણપરની નોકરી અને ખલાસી તરફ તિરસ્કાર હતો. છ છ મહિના સુધી પતિ પત્નીનો વિયોગ કરનારી વહાણપરની નોકરી છોડી દઇને લશ્કરમાં કોઇ ઠેકાણે નોકરી કરવી એવી રકઝક પતિ સાથે કમળજા બાઇ કરતી હતી, પરન્તુ તે તરફ હંબીરરાવ બિલકુલ લક્ષ આપતો નહોતો. વહાણપરની નોકરી તેને અત્યંત વ્હાલી હતી.

એક બે વખત હંબીરરાવે સરૂ અને ગણોબાને વાત કરતાં જોયાં હતાં, પરન્તુ તે તરફ તેણે બિલકુલ લક્ષ આપ્યું નહોતું. પોતે તેને સર્વ હકીકત કહીને પોતાના લગ્નની સંમતિ કમળજાબાઈ પાસેથી મેળવવી એવી ગણોબાની ઇચ્છા હતી. કમળજાબાઇને કહ્યા વગર આપણું સરૂ સાથે લગ્ન થવાનું નથી અને જો તેની મરજી વિરૂદ્ધ આપણે લગ્ન કર્યું તો પોતે અને સરૂને એકદમ નોકરી મુકવી પડશે એવી તેની સંપૂર્ણ ખાતરી હતી. આવી વસ્તુસ્થિતિ હતી છતાં હંબીરરાવ આગળ વાત કરવાની તેની હિંમત ચાલી નહિ, પરન્તુ થોડા જ વખતમાં એવો એક પ્રસંગ આવી પહોંચ્યો. એક દિવસ તે અને સરૂ વાત કરતાં હતાં તે વખતે હંબીરરાવ ત્યાં આગળ થઇને જતો હતો. તે વખતે તે જોડા તરફ તેની દૃષ્ટિ જતાં જ તે ત્યાં ઉભો રહ્યો અને બોલ્યોઃ "કેમ ગણોબા, શો વિચાર છે? અમારી સરૂને લઈ જવાનું ધારે છે? પણ તેની બાઇ તને જંપીને બેસવા દેશે નહિ એ ધ્યાનમાં રાખજે! શું કહે છે? એવો જ ત્હારો વિચાર છે? તો ઠીક છે—ત્હારો તું પોતે વિચાર કરી જોજે."

એમ કહીને તેણે હસતાં હસતાં માથું હલાવ્યું. આપણો માલિક આજ ખુશીમાં છે એવું જોઇને વાત કાઢવાનો આ બરાબર પ્રસંગ છે એવું સરૂ આડું મ્હોં રાખીને ગણોબાને સુચવવા લાગી. ગણોબાએ નીચું માથું ઘાલીને હળવે હળવે હંબીરરાવ પાછળ જવા માંડયું.

"કેમ ગણોબા, શું ત્હારો વિચાર નક્કી છે ?" પાછા વળીને હંબીરરાવે પૂછ્યું. તે વખતે ગણોબાએ પોતાનું મન ખુલ્લું કરવાની શરૂઆત કરી.

"હં–ત્હારો વિચાર સાંભળ્યો છે! ઠીક છે, મજાહ થવા દે! પણ સાંભળ, સરૂના સ્વભાવની તને બરાબર માહિતી નથી. હું કહું છું કે તેની સાથે લગ્ન કરીને તું ત્હારૂં પોતાનું સ્વાતંત્ર્ય ગુમાવીશ અને પાછળથી પસ્તાઇશ–શું કહે છે ?–પસ્તાઇશ નહિ! તો ઠીક છે, થવા દે."

ગણોબાના આગ્રહથી હંબીરરાવે તેના લગ્ન માટે પોતાની પત્નીની સંમતિ મેળવી. પછી શું ? જોતજોતાંમાં હંબીરરાવના કહેવા પ્રમાણે ગણોબાએ તૈયારી કરી. લગ્નમાં કમળજાબાઇ પોતાની વ્હાલી દાસીપર તેણે ખલાસી સાથે લગ્ન કર્યું તેને માટે વારેઘડીએ ગુસ્સે થતી છતાં તેણે પોતાની ઇચ્છા મુજબ તેના કોડ પુરા કર્યા. લગ્ન થયા પછી બે મહિના સુધી આ નવું જોડું સુખમાં રહ્યું. સરૂ સ્વરૂપવાન હતી અને તેના ભપકાબંધ પોષાકથી તે વિશેષ સ્વરૂપવાન જણાતી હતી. ગણોબા તેની સાથે કલાકોના કલાક સુધી વાતો કરતો, તેટલામાં જ તે પોતાની સ્ત્રીનો સ્વભાવ કેવો છે તે કળી ગયો. સરૂનો સ્વભાવ કજીયાખોર હતો અને બીજાના ચીડવવાથી તે વધારે ચીડાતી એવું તેના લક્ષમાં આવ્યું. બે માસ સુધી તેણે વહાણપર પગ પણ મુક્યો નહિ, પરન્તુ આવું કેટલા દિવસ ચાલે ? થોડા જ વખતમાં કોંકણ[1] પ્રાન્તની લડાઈ શરૂ થઇ. તે વખતે તેના મનની ઘણી ચમત્કારી સ્થિતિ થઇ. ફરીથી વહાણપર જવાનું તેના જીવ પર આવ્યું. નોકરી છોડી દેવી એવો પણ વિચાર તેના મનમાં થઇ આવ્યો, પરન્તુ નોકરી છોડીને નવો માંડેલો સંસાર કેવી રીતે ચલાવવો ? આ પ્રશ્ન તેના મનમાં આવતાં જ પોતે લગ્ન કરીને કેટલી જવાબદારી વ્હોરી લીધી છે તેની તેને કલ્પના થવા માંડી.

લડાઈ પર ગયા પછી ગણોબાનું કોઇ પણ કામમાં ચિત્ત લાગતું નહોતું. બે માસ પછી હંબીરરાવે તેના મનની ચમત્કારિક સ્થિતિ જોઇને તેને પંદર દિવસની રજા આપી, પરન્તુ રજા આપતી વખતે, "પાછળથી લડાઇ પુરી થતાં સુધી બિલકુલ રજા મળશે નહિ" એવી તેની પાસે કબુલાત કરાવી

૧ આ લડાઇમાં સમુદ્ર કિનારાના રત્નાગિરિ, વિજયદુર્ગ, સુવર્ણદુર્ગ, સાબસી, ખારેપાટણ વિગેરે ઘણાં મહારાજાએ કબજે કર્યાં ઇ. સ. ૧૬૫૩.

લીધી. તે પ્રમાણે ફરી એકવાર પંદર દિવસ પોતાની સ્ત્રી સાથે ગાળીને તે પાછો વહાણુપર ગયો. પછી છ માસ સુધી તે ઘેર પાછો આવ્યો નહિ. આથી સરૂના સ્વભાવમાં ફેર પડવા લાગ્યો. પોતે ખલાસી સાથે લગ્ન કરીને ફસાઇ એવું તેને લાગવા માંડ્યું, અને તેમાં કમળજાબાઇએ ટેકો આપવા માંડ્યો.

"જોયું કે, આટલા જ માટે હું તને ખલાસી સાથે લગ્ન કરવાની ના કહેતી હતી. હવે જો! હું કહેતી હતી તેનો હવે અનુભવ થયોને? મુઆ એ ખલાસી! તેઓને બાયડીની ક્યારે કાળજી હોય છે?" આવું બોલીને ખલાસી માટે ચ્હીડવીને સરૂના મનમાં દ્વેષ ઉત્પન્ન કરવામાં કમળજા આનંદ માનતી.

છ મહિને લડાઈ પુરી કરીને હંબીરરાવ સાથે ગણોબા પોતાને ઘેર આવ્યો. તેટલા વખતમાં કમળજાએ સરૂનું મન તૈયાર કરી રાખ્યું હતું. આટલા મહિના પોતાને એકલી રાખીને ગયા બદલ પહેલે જ દિવસે આ નવવિવાહિત દંપતીમાં ગાળાગાળી થઈ. પોતે લડાઇમાંથી સુરક્ષિત પાછો આવ્યો તેનો આનંદ બતાવવાને બદલે ઉલટું સ્ત્રીનું આવું મૂર્ખપણું જોઇને ગણોબાને ઘણું જ ખોટું લાગ્યું, પરન્તુ તે વખતે સરૂને છ સાત મહિના થયેલા જોઇને તે પૂર્વનો ક્રોધ વિસરી જઇને તેની સાથે આનંદથી વર્તવા લાગ્યો. બે માસ તેઓએ ફરીથી સુખમાં ગાળ્યાં. માત્ર સરૂનો ક્રોધ હજીસુધી શમ્યો નહોતો. તે કાંઇક બ્હાનું શોધતી હતી. પછી તેણે એક સાધારણ કારણ માટે ફરીથી ગાળો દેવા માંડી. આ ક્રોધથી સરૂ બે દિવસ સુધી બિલકુલ અન્ન વિના રહી. પોતાથી હંબીરરાવને ઘણો ત્રાસ થાય છે એમ જાણીને ત્રીજે દિવસે તે જોરજુલમથી સરૂને માહીમની ખાડી પાસે પોતાને ઘેર લઇ ગયો. તે દિવસથી તેને દરરોજ લડાઈ થતી. સરૂને લઢવાને કાંઈ કારણ શોધવું પડતું નહિ, કારણ કે બન્નેને પોતપોતાના કુળનું મ્હોટું અભિમાન હતું. ખલાસી સાથે લગ્ન કર્યું તેથી પોતાના કુળને કલંક લાગ્યું એવું સરૂને લાગતું અને પોતે હલકી જાતની કામ કરનારી એક દાસી સાથે લગ્ન કર્યું માટે પોતાના કુળને એબ લાગી એવું ગણોબાને લાગતું. સ્ત્રીનો લડાઇખોર સ્વભાવ જોઇને ગણોબા પણ પોતાની હઠ છોડતો નહિ. "મ્હેં હલકા કુળમાં સંબંધ કરીને માત્ર ખલાસણ થઇ માબાપનું નામ ડુબાડ્યું" એવું સરૂનું બોલવું સાંભળીને તેણે ગાળો દેવા માંડી.

છેવટે આ દરરોજની લઢાઇથી ગણોબા ઘણો જ કંટાળ્યો. સુખ માટે લગ્ન કર્યું પરન્તુ તે તો માત્ર દુઃખનું કારણ થયું એવું તેને લાગ્યું. પૂર્ણપણે વિચાર કર્યા સિવાય ફક્ત રંગરૂપથી ભૂલીને પોતે પોતાના પગપર કુહાડો માર્યો એ મૂર્ખપણાનો તેને પશ્ચાત્તાપ થવા લાગ્યો. હંબીરરાવના કહેલા

દરેક શબ્દની તેને હવે સમજ પડવા લાગી, એટલું જ નહિ પણ હવે તેને આ લગ્નથી પોતાના જુના માલિકને મ્હોઢું બતાવતાં પણ લાજ આવવા માંડી. હમણાં તો તે આખો દિવસ ચિન્તામાં જ રહેતો. [1]મોરોપંત પિંગળેને પેશ્વાઇનો અધિકાર આપીને મહારાજાએ [2]ફતેખાન શિદ્દીને હરાવવાને મોકલ્યો છે એવું ગણોબાના જાણવામાં આવ્યું. આ વાત જાણતાં જ તેને આનંદ થયો. પત્નીનો દરરોજનો ત્રાસ ભુલવા માટે પેશ્વાને જઈ મળું અને મહારાજાની નોકરી કરૂં એવો તેણે વિચાર કર્યો. પછી એક બે દિવસમાં બરાબર વખત સાધીને પોતાની સ્ત્રીને ન જણાવતાં તે ચાલી નીકળ્યો. પતિના જતા રહેવા માટે સરૂને કાંઇ પણ લાગ્યું નહિ. "જવાનો ક્યાં છે?" "એક બે દિવસમાં ધણીએ પાછો આવશે" એમ તે પહેલાં બે ચાર દિવસ બોલી, પરન્તુ આઠ દસ દિવસ થયાં ગણોબા પાછો આવ્યો નહિ ત્યારે તેને ફિકર થવા લાગી. જેમ જેમ દિવસ જવા લાગ્યા તેમ તેમ તે ગભરાવા લાગી, કારણકે એક તો ઘરમાં દાણોદુણી ઓછાં હતાં અને બીજું તેને નવ માસ પણ પુરા થવા આવ્યા હતા.

આવી સ્થિતિમાં અને બાપની ગેરહાજરીમાં સાંવળ્યાનો—આપણા ચરિત્ર નાયકનો જન્મ થયો!

અસ્તુ! સરૂના ત્રાસથી કંટાળીને ગણોબા ઘેરથી ચાલ્યો ગયો તે બે વર્ષ સુધી પાછો આવ્યો જ નહિ. સરૂએ પતિની શોધખોળ પુષ્કળ કરી પણ વ્યર્થ ગઇ! આઠે પંદરે દિવસે માહીમની ખાડીમાં એકાદું વહાણ આવતું ત્યાં જઇને સરૂ શોધ કરતી. પોતાના પતિના રંગરૂપનું વર્ણન કરીને દરેક

---

૧ મોરોપંત પિંગળે ઘણો હુશીઆર મનુષ્ય હતો. તેનો બાપ શાહાજી રાજાની નોકરીમાં હોઇને રાજા કર્નાટક ગયા ત્યારે તે તેમની સાથે ગયો હતો. ત્યાં તેણે પોતાના બાપના અને શાહાજી રાજાના હાથ નીચે લાયક શિક્ષણ અને અનુભવ મેળવ્યો હતો. તે ઈ. સ. ૧૬૫૩ ના સુમારે મહારાષ્ટ્રમાં પાછો આવીને મહારાજા પાસે નોકરીએ રહ્યો. કૃષ્ણાનદીની નિકટ અને ખડકવાળી જગ્યાપર કિલ્લો બાંધવો એવું મહારાજાને લાગ્યું. તે કામ મહારાજાએ પિંગળેને સોંપ્યું. આ કિલ્લાનું નામ પ્રતાપગઢ.

૨ ફતેખાન શિદ્દી આ કિલ્લામાં રાજ્ય કરતો હતો. તે પોતાના દેશમાં જુલમ કરતો હતો તેથી મહારાજાએ શામરાજ પંત પેશ્વા સાથે પુષ્કળ મનુષ્યો આપીને તેને શિદ્દીપર મોકલ્યો. તે વેળાએ ફતેખાનની તૈયારી ચાલતી હતી. તેમની રાજાપુરી પાસે ભેટ થઇ, પરન્તુ તેમાં પેશ્વાને હાર ખાવી પડી, તેથી તેને પાછો બોલાવીને તેનો પેશ્વાઇનો હોદ્દો લઇ લઇને મહારાજાએ તે મોરોપંત પિંગળેને આપ્યો. આ પેશ્વાઇનો અધિકાર મોરોપંત પાસે ઠેઠ સુધી રહ્યો.

ખલાસીની તે તપાસ કરતી. કોઇ કોઇ વખતે તે કોઇ ખલાસીને ગણોબા સમજતી અને તે ખલાસી તેને ખરાબ વાતો કહેતો. કોઈ કહેતો કે એ તો શિદ્દી સાથેની લઢાઇમાં માર્યો ગયો. કોઇ કહેતો કે તેનું વહાણ ખડક સાથે અથડાઇને ડુબી ગયું તો કોઇ કહેતું કે હબશી લોકોએ તેને પકડીને દૂર દેશ લઇ જઇ વેચી દીધો.

બિચારી સરૂએ બીજું વર્ષ ઘણી જ ખરાબ સ્થિતિમાં કાઢ્યું. હંબીરરાવ પાસે નોકરી કરીને મેળવેલા પૈસાથી તેણે સહેજમાં પાંચ વર્ષ સુખે કહાડયાં હોત પણ કમળજાની સોબતથી તે ખૂબ ખર્ચાળ અને મોજીલી બની ગઇ હોવાથી એક જ વર્ષની અંદર તેણે સઘળા પૈસા પુરા કર્યા. સંઘરેલું પાણી કેટલા દિવસ ચાલે? થોડા વખતમાં જ તેને કોળી લોકોની જાળો વીણીને પોતાનો તથા પોતાના છોકરાનો ગુજારો કરવાનો વખત આવી પ્હોંચ્યો. કમળજા જેવી શ્રીમન્ત અને મોજી સરદારની સ્ત્રી પાસે નોકરી કરેલી સરૂબાઇને પોતાના પોષણ માટે આખો દિવસ સખત મહેનત કરતાં કરતાં ઘણી વખત દુઃખનાં આંસુ આવવા લાગ્યાં! હવે તેને પહેલાંના સુખના દિવસો સાંભરવા લાગ્યા.

પછી કેટલેક દિવસે મહારાજાનું એક મ્હોટું વહાણ માહીમની ખાડીમાં આવ્યું. તે જોવાને ગામના બધા લોકો ખાડીપર ગયા તેમાં સરૂ પણ સાંવજ્યાને કેડે બેસાડીને ગઇ. વહાણપરના ખલાસીઓ "શ્રી શિવાજી મહારાજકી જે! શ્રી ભવાની માતકી જે!" એવા જયઘોષ કરતા ખાડીમાં ઉતર્યા. આ વહાણ કેટલીક લઢાઇઓ કરીને સ્વદેશ આવ્યું હતું. આ નૌકામાં દરેક ખલાસીનાં કપડાં કિમતી હતાં. તે પરથી તેઓની લડાઇમાં જીત થઇ હશે અને તેઓએ સારી લુંટ મેળવી હશે એવું સ્પષ્ટ જણાતું હતું. સરૂ વહાણપરથી ઉતરતા દરેક ખલાસી તરફ ઉત્સુકતાથી જોતી હતી. પોતાનો પતિ આ વહાણ પર આવ્યો એવું તેને લાગ્યું. એક વર્ષથી સખત મજુરી અને ખરાબ હાલતમાં સરૂએ સ્થિતિ ગાળી હતી છતાં હજીસુધી તેનો સ્વભાવ બરાબર રીતે બદલાયેદ નહોતો. "પ્રસંગ એ મનુષ્યને પોતાનો દાસ બનાવે છે," એ અક્ષરશઃ ખરૂં છે. સરૂનો સ્વભાવ ફરી શકે એવું નહોતું છતાં તેનો ડોળ દમામ તદ્દન ઓછો થઇ ગયો હતો. વહાણપરથી ઉતરતા ખલાસીઓને જોતાંજોતાં એકાએક તે ખમચાઇ! ખરેખર, ગણોબા આ વહાણપર હતો. તેના માથાપર એક કિંમતી પાઘડી હતી અને હાથમાં એક સોનાનું કડું હતું. તેનો સરદારી પોષાક જોઇને તેને પ્રથમ લાગેલો ભય જતો રહીને આનંદ થયો. થોડી વારે ગણોબાની દૃષ્ટિ તેની તરફ ગઇ. તેની કેડે છોકરાને જોઇને તેને નિવૃત્તિ થઇ.

તેણે ક્ષણભર સાંવળ્યાના ખુબસુરત ચહેરા તરફ જોઇને તેને આનંદથી પોતાની ખાંધપર બેસાડયો.

ઘેર આવીને ગણોબાએ પોતાની સર્વે કમાઇ સરૂને સ્વાધીન કરી. તેના લાવેલા સો રૂપિયા જોઇને તેને આનંદ થયો. પહેલાં આઠ દિવસ તો આ દંપતી એવાં સંપીને પ્રેમથી રહ્યાં કે ખરેખર જગતમાં જો કોઇ સુખી અને પ્રેમી જોડું હોય તો તે આ જ, એવું જોનારાને લાગે. સરૂ પોતાના પતિની ઘણી જ ઉત્તમ રીતે બરદાસ્ત કરવા લાગી પરન્તુ આ આનંદ કાંઇ બહુ દિવસ રહ્યો નહિ. એક દિવસ ગણોબા પથારીમાં બેઠો હતો અને સરૂ તેને ચલમ ભરી આપતી હતી તે તેની એક જુની ઓળખીતી બાઇએ જોઇ અને બોલી, "કોણ, અરે ખલાસી!—અને તું એને ચલમ ભરી આપે છે?" થયું! સરૂની તબિયત બગડી! તે પૂર્વના ક્રોધથી એકદમ છેડાઇ! તેણે હાથમાંની ચલમ દૂર ફેંકી દીધી અને ગણોબાની પાસે જઈ લઢવાની શરૂઆત કરી! તેને કોઇ 'ખલાસીની બાયડી' એવું કહે કે તે ચ્હીડાતી હતી. તેની આજુબાજુના માણસોને આની ખબર હતી. તે નવરા મનુષ્યો કેટલીક વખત તેને ગમ્મતની ખાતર ચ્હીડવતા હતા. હમણાં પોતાનો પતિ આવ્યો છે તેથી આ ટોળી પોતાને ચ્હીડવશે એવું તે જાણતી હતી, તેથી ખલાસીની નોકરી છોડી લશ્કરમાં કોઈ નોકરી કરવી એવું તેને લાગવા માંડયું. તેણે તેને પુષ્કળ કહ્યું. લઢાઈ પણ કરી પરન્તુ તેનું કાંઈ વળ્યું નહિ.

આ બાજુએ ગણોબા પુષ્કળ દારૂ પીને આખો દિવસ નિશામાં ચકચુર રહેવા લાગ્યો અને આસપાસના મનુષ્યો સરૂને દિવસે દિવસે વધારે ત્રાસ દેવા લાગ્યા. પતિ ઘેર રહેશે ત્યાંસુધી આ ત્રાસ ઓછો થશે નહિ એવું જોઇને તેને વહાણપર જવાનું અને જમવાની વખતે ઘેર આવવાનું સરૂ કહેવા લાગી. પરન્તુ તેના બોલવા તરફ ગણોબા બિલકુલ લક્ષ આપતો નહિ. આ વખતે મોગલ વહાણપર માણસો રાખવાના હતા એવી વાત તેણે સાંભળી. તેણે એક વખત લાગ સાધીને જ્યારે ગણોબા નિશામાં હતો તે વખતે વહાણના મુખ્ય તાંડેલને મળી પોતાના પતિ વાસ્તે શિફારસ કરી અને તેને નોકરીમાં રાખવાથી તેઓને એક ઉત્તમ દરિયાના ભોમિયાનો લાભ થશે એવું પણ કહ્યું. તે વખતે તે તાંડેલને હુશીયાર મનુષ્યની જરૂર હોવાથી તેણે સરૂને હા કહી અને ગણોબાનો એક મહિનાનો પગાર તેને આપીને પોતાના ખલાસી પાસે ગણોબાને દારૂના નિશામાં વહાણપર ઉંચકી મંગાવ્યો.

ગણોબાને ઠેકાણે કર્યા પછી પોતે મ્હોટા ત્રાસમાંથી છુટી એવું સરૂને લાગ્યું. તેને માહિમની ખાડીનો અંતઃકરણથી કંટાળો આવ્યો હતો.

ઘર વેચીને સર્વ સામાન લઇને મુંબાઈ જાઉં એવી તેના મનની ઇચ્છા હતી. પણ એક કારણને લીધે તે અચકી રહી હતી. આ વખતે તેને કેટલાક મહિના થયા હતા. પછી પૂરા માસ થતાં જ તેણે એક છોકરીને જન્મ આપ્યો. તેનું તેણે પોતાની પહેલાંની શેઠાણીના નામ પ્રમાણે કમળજા એવું નામ પાડયું. છોકરી ચાર માસની થતાં જ તેણે પોતાનું ઘર વેચીને પોતાના બન્ને છોકરાઓને લઇને મુંબઇનો રસ્તો પકડયો. હંબીરરાવ પાસે રહેતી હતી તે વખતે તેને મુંબઇની બરાબર માહિતી મળી હતી.

વાચક! આપણા નાયકની મા સાથે આપણે અઢીસેં વર્ષ પહેલાંના મુંબઇમાં જવાનું છે. હાલ આપણે જે આ મ્હોટું અને ઐશ્વર્યવાળું શહેર જોઇયે છીએ તેનું પૂર્વ સ્વરૂપ કેવું હતું તેની કલ્પના કરતાં આપણને અત્યંત આશ્ચર્ય લાગશે. સાત નાના નાના બેટ મળીને તેને મુંબઇ બેટ કહેતા હતા. સાત બેટ પૈકીમાંના એક બેટનું નામ કોલાબા હતું. આ કોલાબામાં મહારાજાએ એક દવાખાનું બંધાવ્યું હતું. આ દવાખાનાની પાસે એક ન્હાનું ઘર ભાડે રાખીને ત્યાં તેણે [1]વીશી શરૂ કરી. કમળજા પાસે રહીને તે જુદી જુદી જાતનાં પકવાનો તથા ખાવાની ચીજો કરતાં શીખી હતી, તેનો હવે તેને ઘણો ફાયદો થયો. થોડા જ દિવસમાં તેની ચીજોનો દવાખાનામાં ઘણો ઉપયોગ થવા માંડયો. આ દવાખાનામાં લઢાઇમાં અથવા વહાણપરની લઢાઇમાં કપાયેલા તથા જખમી થયેલા સિપાહીઓની સારવાર કરવામાં આવતી હતી. આ દવાખાનાની પાછળ ઘણે છેટે અંગ્રેજ વહેપારીની એક મ્હોટી વખાર હતી અને વખારની ડાબી બાજુએ તેઓની છાવણી હતી. આ અંગ્રેજ લોક દવાખાનામાં બધા માણસો સાથે હળીમળીને ચાલતા હતા, કારણકે તેઓ મહારાજાથી ખૂબ ડરતા રહેતા હતા. આપણે જો મહારાજની સાથે પ્રમાણિકપણે વર્તીશું નહિ, તો આપણને મહારાજા એક ઘડી પણ અહિંયા રહેવા દેશે નહિ એવી તેઓની પાકી ખાત્રી થઇ ચૂકી હતી.



૧ હાલમાં દરેક શહેરમાં જેવી રીતે ઉપાહારગૃહો આપણી દૃષ્ટિએ પડે છે તેવી રીતે પહેલાં નહોતું. વીશી–પ્રવાસી લોકોને ઉતરવાની અને તેમને જમવાની જ્યાં વ્યવસ્થા હોય તેનું ઘર.

# પ્રકરણ ૨ જું.

## બાલ્યાવસ્થા.

વૈશાખ મહિનો ચાલતો હતો. બહાર સ્ફટિક જેવી સફેદ ચંદ્નીમાં દેખાતું અપ્રિતમ સૃષ્ટિસૌંદર્ય મનને આલ્હાદ આપતું હતું. ચારે બાજુએ શાન્તિનું સામ્રાજ્ય પ્રસરી રહ્યું હતું. આવી રમણીય વેળાએ સરૂ પોતાની લાડકી કમળજાને ખોળામાં લઇને દરવાજામાં બેઠી હતી. કમળજા બાઇ પાસે નોકર હતી તે વેળાએ તે પુષ્કળ ગીતો શીખી હતી તે પૈકીનું એક ગીત તે ગાતી હતી.

* * * * *

"મા, ભાઇ આવ્યો, ભાઈ આવ્યો," સાંવળ્યાને આવતો દેખીને કમળજા માતાના ખોળામાંથી ઉઠીને તેની તરફ આંગળી બતાવતી બોલી.

સાંવળ્યો પાસે આવતાં જ "કેમ આટલો બધો મોડો આવ્યો ?" તેના હાથ પકડીને સરૂ બોલીઃ "મુઆ, તને કાંઇ ઘરની કાળજી છે ? બાપ તેવો તું ?" એવું કહીને તેણે સાંવળ્યાના ગાલપર એક થપ્પડ ચ્હોડી કાઢી.

"મા–ભાઇને મારીશ નહિ—"

"કમળજા, દૂર જા–આજ આ મુઆની હું બરાબર ખબર લઉં છું—આટલી બધી વાર ક્યાં ગયો હતો ?"

"છા–છા–છાવણીમાં, સાહેબ લોકનો નાચ હતો, તે–તે જોવા—"

"સાહેબ લોકનો નાચ હતો કેમ ? ઉભો રહે, હમણાં મુઆ હું જ તને નચાવું છું !" એવું બોલીને તે સાંવળ્યાને મારવા લાગી.

માહિમની ખાડી છોડ્યે સરૂને લગભગ પાંચ વર્ષ થયાં. હજીસુધી ગણોબાનો તેને બિલકુલ પત્તો લાગ્યો નહોતો. તેણે સ્થાપેલી વીશી–આપણે તેને ખાવાનું વેચવાના દુકાન કહીશું તે–હવે ઘણી સારી રીતે ચાલતી હતી. તેની દુકાનપર દવાખાનાના મનુષ્યોની સવારથી તે રાત સુધી એકસરખી ભીડ રહેતી. દવાખાનાના રોગીઓને માફકસર ખોરાક મળતો હોવાથી સરૂની દુકાને જુદી જુદી ચીજોનો સારો ઉઠાવ થતો હતો. સરૂએ દુકાન કરતાં જ એક વર્ષની અંદર તે સારી ચાલવા માંડી. તેનો કમળજાપર અતિશય પ્રેમ હતો, અને તે તેને ખૂબ લાડ લડાવતી. કમળજાના અંગપર હમેશાં સારાં કપડાં રહેતાં પરન્તુ સાંવળ્યાના કપડાં તેથી ઉલટાં જ હતાં. ધુળથી ખરડાયેલી અને ગાછળથી ફાટેલી એવી એક બંડી અને એક લંગોટી એ જ તેના હરરોજના કપડાં હતાં. કમળજાનો જન્મ થયા પછી સરૂ સાંવળ્યાને તદ્દન ધિક્કારવા લાગી.

કદાચિત્ સાંવળ્યો મ્હોટો થયા પછી પોતાના બાપની માફક ખલાસી થશે તેથી તે તેને ધિક્કારતી કે શાથી તે કહી શકાતું નહોતું ! બિચારા છોકરાને કોઇ કોઇ વાર નજીવા કારણ માટે હદ ઉપરાંત માર પડતો તો કોઇ વાર ભૂખ્યા રહેવું પડતું. આજનો પણ તેમાંનો એક દિવસ હતો.

"જા હવે ઘરમાં અને કામળી લઇને છાનોમાનો સુઇ જા !" ઘણો વખત માર્યા પછી પોતાના હાથે જોરથી તેને હડસેલીને સરૂ બોલી.

સાંવળ્યો ડુસકાં ભરતો ભરતો અંદર ગયો અને કામળીપર સુતો. તેને માની એટલી બધી ધાક હતી કે કોઇ કોઇ વાર તો તે એકલો જ સમુદ્રના કિનારાપર બેસી રહેતો. ત્યાં એકલો બેસીને તે પાણીપર વહાણ કેવી રીતે તરે છે તેનો કલાકોના કલાક સુધી વિચાર કરતો. કોઇ કોઇ વાર રાત્રે પણ સમુદ્રને કાંઠે જઈ આકાશમાંના તારાની મજાહ જોતો બેસી રહેતો, તારા ખરતા જોઇને તેને એટલો બધો આનંદ થતો કે રાત પડી જશે અને મા મારશે તેનું તેને બિલકુલ ભાન રહેતું નહોતું. કમળજાને કારણે પણ કોઇ કોઇ વાર સાંવળ્યાને માર પડતો. સરખી વયના બીજા છોકરાંઓ કમળજાને રમતી વેળાએ છોકરી કહી હાક મારતાં, તેમનું જોઇને તેણે પણ રમતની લતમાં કમળજાને છોકરી કહીને હાક મારી પરન્તુ તે માએ સાંભળી કે તરત જ તેણે સાંવળ્યાને ધમકાવ્યો. કમળજાને તુંકારેથી હાક મારે એ તેને બિલકુલ રૂચતું નહોતું એટલો બધો તેનાપર માતાનો પ્રેમ હતો. બાકી તે બન્ને ન્હાનાં ભાંડુઓ સરખાં વ્હાલાં હોવાં જોઇએ, પરન્તુ સરૂના માતૃ–પ્રેમમાં આવો પક્ષપાત શાથી હતો તે તેને જ ખબર !

સાંવળ્યાના ઘેર આવ્યા પછી સરૂ કમળજાને ફરીથી ખોળામાં બેસાડીને ગાલપર હાથ ફેરવીને બોલી, "કમળજા, તે મુઆ ચોરને ભાઇ કહીને બોલાવવાનું તને કોણે કહ્યું ?"

"તુકોજી બાબાએ." કમળજાએ ઝટ ઉત્તર દીધો.

તુકોજીનું નામ સાંભળતાં જ સરૂ ચૂપ થઇ ગઇ. તેની દુકાને દવાખાનામાંથી પુષ્કળ માણસો આવતા હતા એ ઉપર કહેલું જ છે. તેમાં તુકોજી કડુ નામનો એક ઘરડો ખલાસી હતો. તે ઘણો અનુભવી તથા બહુબોલો હતો. તેનાથી જ સરૂને દવાખાનાના રોગીઓને ખાધાખોરાકી પુરી પાડવાનું કામ મળ્યું હતું. આખા કોલાબામાં તે ફકત તુકોજીનું જ કહ્યું માનતી. તેણે ઘણી દરીયાઇ લડાઇઓમાં ભાગ લીધો હતો. તેના શરીર પર શસ્ત્રોના પુષ્કળ જખમો પડ્યા હતા. તેને એક વખત ઝપાઝપીમાં મ્હોટો જખમ થયો હતો ત્યારથી તે દવાખાનામાં રહેવા લાગ્યો. તેની વૃદ્ધવસ્થા થયેલી જોઇને મહારાજાએ તેને વહાણુપરનું

કામ ન સોંપતાં ફક્ત દવાખાનાની દેખરેખ રાખવાનું કામ સોંપ્યું હતું. આપણો કથા–નાયક આગળ જતાં પ્રસિદ્ધ થયો તે ફક્ત આ જ પુરૂષની કેળવણીથી. કોઇ કોઇ વખત બોલતાં બોલતાં હદબહાર ઉસ્કેરાઇ જઇને તે મહારાજા વિષે ઘણી ચમત્કારી શૌર્યની વાતો સાંવળ્યાને કહેતો. આથી ન્હાનપણથી જ સાંવળ્યાના મનમાં મહારાજા વિષે પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન થઇ. સાંવળ્યો તુકોજીની વાતો એક ચિત્તે સાંભળતો હતો.

તુકોજી એકાદી વાત કહેતો કે તેને મ્હોટો આનંદ થતો. 'શું કહું રે સાંવળ્યા' એવું બોલીને તે પોતાના દરેક વાક્યની શરૂઆત કરતો.

"શું કહું રે સાંવળ્યા?" એક દિવસ રંગમાં આવીને તુકોજી કહેવા લાગ્યો: "તે સમયે મહારાજાને ઘણો આનંદ થયો. કલ્યાણ પ્રાન્તમાં મહારાજાની સ્વારી આવી હતી ત્યાં વિજય મેળવીને પાછા ફરતાં મોલાણાની ખૂબસુરત [1]ભત્રીજીને મહારાજ માટે પકડી લીધી, પરન્તુ અમારા મહારાજા ખરેખર ઇશ્વરના અવતાર! તેમણે તેને માતાની ઉપમા આપી!" એકે શ્વાસે વાત કહ્યા પછી તેની તે જ હકીકત તે અતિશય વિસ્તારીને કહેતો હતો. તુકોબાની સ્મરણશક્તિ ઘણી જ તીવ્ર હતી. કોઇ પણ સ્વારીની હકીકત તે કહેવા માંડતો કે તરત જ તે સ્વારીમાં મહારાજપર આવેલા ન્હાના મ્હોટા પ્રસંગ સર્વ કહેતો હતો. ઉપરોક્ત હકીકત કહ્યા પછી મહારાજાની લઢાઇમાં બનેલી બીજી હકીકત કહેતો.

"શું કહું રે સાંવળ્યા! તે વખતે મહારાજાને મ્હોટો લાભ થયો. તે જ સ્વારીમાં મહારાજાને વિજયી [2]ભવાની તરવારનો લાભ થયો—"

---

૧. આબાજી સોનદેવે મોલાણાની ભત્રિજીને આ લડાઇમાં પકડી લીધી હતી. પછી મહારાજના કલ્યાણ આવ્યા પછી આબાજીએ તેમને વિનંતિ કરી કે આ લડાઇમાં એક અતિ લાવણ્યસંપન્ન તરૂણ સ્ત્રી મળી આવી છે. એ સાંભળીને તેને સભામાં આણવાનો મહારાજાએ હુકમ કર્યો, તેથી તેને સારી રીતે શણગારીને આબાજીપંત સભામાં લાવ્યો. તેને જોઇને મહારાજ હસ્યા અને બોલ્યા, "આ બાઇના લાવણ્ય જેવું મ્હારી માતુશ્રીનું લાવણ્ય હોત તો મ્હારૂં પણ રૂપ આના જેવું થયું હોત." પછી આબાજી સોનદેવને ઉદ્દેશીને તે બોલ્યા, "જેને કીર્તિ મેળવવી હોય તેણે પરસ્ત્રીની કદી પણ ઇચ્છા કરવી જોઇયે નહિ. રાજાએ શત્રુની સ્ત્રીનો અંગીકાર ન કરવો જોઇએ. પરસ્ત્રીની ઇચ્છા કરવાથી રાવણ જેવા મહાન શૂરવીર નરો પણ નાશ પામ્યા તો મ્હારા જેવા શી ગણત્રીમાં? રાજાને સર્વ પ્રજા પોતાના પુત્ર સમાન છે." પછી મહારાજાએ તેને વસ્ત્રાલંકાર આપીને ઘણા ઠાઠમાઠથી વીજાપુર સાસરે મોકલી આપી.

૨. આ તરવાર ગોવળકર સાવંતના ઘરમાં હતી. આ તરવાર તેની પાસેથી

અસ્તુ! સાંવળ્યાની માફક તે કમળજાને પણ દેવતાઓની ન્હાની ન્હાની વાતો સંભળાવીને રીઝવતો. તેવી જ રીતે મ્હોટા માણસ સાથે કેમ વાત કરવી તેનો પણ ઉપદેશ આપતો. સાંવળ્યો મ્હોટો ભાઇ છે માટે તેને ભાઈ કહીને બોલાવવો અને તેના પ્રત્યે પ્રેમ રાખવો એવું તુકોબાએ જ તેને આગલે દિવસે કહ્યું હતું.

બીજે દિવસે સવારમાં ખાવાનાનું ભાણું લઇને રોગીઓ પાસે જવાને સરૂએ સાંવળ્યાને કહ્યું. સાંવળ્યો ઘરમાંથી વાસણ બહાર લાવ્યો પરન્તુ વાસણમાં તેની આંગળીઓ ગએલી જોઇને ગુસ્સે થઇને સરૂએ હાથમાંની પાળી તેના હાથપર મારી અને ગુસ્સામાં તેના હાથમાંથી વાસણ લઇને બહાર ફેંકી દઇ બોલી, "મુઆ, વાસણમાં હાથ ન ઘાલ! આવી ગંદી વસ્તુ શું તું દવાખાનામાં લઇ જઇશ? ન્હાનું સરખું પણ કામ ત્હારાથી બની શકતું નથી! મુઓ મરે તો છુટું." એમ બોલીને ક્રોધમાં ને ક્રોધમાં બીજું ભાણું તૈયાર કરવાને ઘરમાં ગઇ. સરૂને અસ્વચ્છતા બિલકુલ પસંદ નહોતી. તેના અંદર ગયા પછી સાંવળ્યો ત્યાં જ રડતો બેઠો. તેની ન્હાની બ્હેન પાસે બેસીને કાલુંકાલું બોલીને તેને રીઝવતી હતી. આ સર્વ પ્રકાર દરવાજાની પડખે ઉભો રહીને એક મનુષ્ય જોતો હતો. થોડી વાર તે બન્ને ભાઇ બ્હેન તરફ આશ્ચર્યથી જોઇને તેમની પાછળ જઇ તેણે સાંવળ્યાને કહ્યું, "છોકરા, ત્હારૂં નામ શું?"

પોતાની ફાટેલી બંડીથી આંખો લુછીને તેણે કહ્યું, "સાંવળ્યો."

"અને આ ન્હાની છોડી કોણ છે?"

"મ્હારી બ્હેન કમળજા. પણ ત્હમે કોણ છો? અમારી દુકાનેથી

---

ત્હમે લો એવું પાસેના લોકોએ મહારાજને સમજાવ્યું. મહારાજ બોલ્યા કે "ખરા મર્દ પુરૂષે કોઇ સંભાવિત મનુષ્ય પાસે એકાદી વસ્તુ હોય તો તેની ઇચ્છા કરવી નહિ. સ્યમંતમણિની વાત પુરાણમાં છે તે ત્હમે જાણતા જ હશો! આથી ઉપસ્થિત થયેલું વેર ભગવાન જ નભાવી શકે. આપણે મનુષ્યોએ આવી ક્ષુલ્લક વસ્તુ માટે વેર કરવું નહિ." આ મહારાજનું નિષ્પક્ષપાતપણું જોઇને લોકો ચૂપ બેઠા. આ તરફ સાવંતના કારભારીએ તેને સલાહ આપી કે તરવાર શિવાજી મહારાજ જેવા પ્રતાપી પુરૂષને ભેટ કરીને તેમની મિત્રતા સંપાદન કરવી. આ વાત સાવંતને પસંદ પડી અને તેણે તરવાર મહારાજને ભેટ આપી. એથી મહારાજએ તેને ત્રણસેં રૂપિયા અને પોષાક આપીને નોકરીએ રાખ્યો. આ તરવારનું 'ભવાની' એવું મહારાજએ નામ રાખ્યું. તે હાથમાં આવ્યા પછી મહારાજને પ્રત્યેક લડાઇમાં યશ મળતો ગયો તેથી તેની તે નિત્ય પૂજા કરતા હતા. નવરાત્રિમાં દેવ પાસે મુકીને તેની પૂજા કરીને દશરાને દિવસે તે પુનઃ હાથમાં લેતા અને નવી લડાઇએ નીકળતા એવો તેમનો ક્રમ હતો.

ત્હમારે કાંઇ જોઇએ છે ?" તે કોઈ ઘરાક હશે એવું સમજીને સાંવળ્યાએ કહ્યું, "માને બોલાવું ?"

"ના." કહીને તેણે કમળજાને ઉંચકી લીધી. તેણે ક્ષણવાર તેના સુંદર ચ્હેરા તરફ જોઇને તેના ગાલપર ચુંબન કર્યું અને સાંવળ્યાના મ્હોંપર હાથ ફેરવ્યો. ઘણી વારથી તે મનુષ્ય પોતાના તરફ જોઇ રહ્યો છે એવું જોઇને સાંવળ્યો ગભરાઇને બોલ્યો, "ત્હમારે ચલમ જોઇએ છે ?"

"ના."

"ખાવાનું જોઇએ છે ?"

"ના."

"દારૂ લાવું ?"

"હા."

"પૈસા લાવો કે તરત જ લાવી આપું."

સરૂની દુકાનપર આવનારા ઘરાકોને સાંવળ્યો છાવણીમાંથી દારૂ લાવી આપતો. તેથી છાવણીમાંના સાહેબો સાંવળ્યાને દરેક વખત એક શિવરાઈ આપતા. આ પ્રમાણે દરરોજ દારૂ લાવી આપવાથી સાંવળ્યાને બે ચાર શિવરાઈ મળતી.

"ઠીક છે, જા લાવી આપ." એમ કહીને તેણે એક રૂપિયો સાંવળ્યાના હાથમાં મુક્યો. સાંવળ્યાએ દોડતા જઇને આઠ આનાનો દારૂ લાવી આપ્યો. તે મનુષ્યે સાંવળ્યા પાસેથી દારૂની બાટલી લીધી અને બાકીના પૈસા તેને ખાવાનું લેવા માટે રાખવાને કહ્યું. થોડું કામ કર્યા બદલ કદી ન મળેલા એટલા પૈસા ખાવાનું લેવાને મળ્યા તે જોઇને સાંવળ્યાને અત્યંત આનંદ થયો, અને તે મનુષ્ય તરફ તેના મનમાં કુદરતી પ્રેમ ઉત્પન્ન થયો. આ કોઇ ભલો માણસ છે એમ તેને લાગ્યું. કમળજા હજીસુધી તેના ખોળામાં આનંદથી રમતી હતી. ધીમે ધીમે તે તેની લાંબી વધેલી દાઢી હાથમાં લઇને મનમાં હસ્યા કરતી. તે દારૂ પીતો હતો તે વખતે સાંવળ્યો તેની પાસે ઉભો હતો. દારૂ પીધા પછી તેણે ચલમ સળગાવી અને સાંવળ્યાને કહ્યું, "કેમ સાંવળ્યા! ત્હારી મા તને દરરોજ આવી રીતે મારે છે ?"

"હા. જ્યારે હું કાંઈ ભૂલ કરૂં છું ત્યારે તે મ્હને મારે છે."

"આમ જ્યારે ભૂલ કરે છે ત્યારે જ મારે છે ?"

"હા." ક્ષણવાર થોભીને સાંવળ્યો આગળ બોલ્યો, "પણ તે કહે છે કે હું હમેશાં ભૂલ કરૂં છું અને મ્હને લાગે છે કે મ્હારા હાથે હમેશાં ભૂલ-"

"એમ કે ? ત્હારા હાથે ભૂલ થાય છે તે તને માલુમ પડે છે કે ?

ત્યારે તું કેમ સુધારતો નથી?" સાંવળ્યાની પીઠપર હાથ ફેરવીને તે બોલ્યો. પછી કમળજાના મુખપર હાથ ફેરવીને તે બોલ્યો, "અને તને પણ ત્હારી મા મારે છે કે?"

"ના, ના." સાંવળ્યો વચમાં બોલી ઉઠયો: "મા તેને કોઇ દિવસ મારતી નથી. ઉલટી તેનાપર તો પ્રેમ કરે છે અને મ્હારાપર કરતી નથી."

તે મનુષ્યે કાંઇ પણ જવાબ દીધો નહિ. સામેથી તુકોજી આવતો હતો, તેની તરફ તેનું લક્ષ હતું. તુકોજી પાસે આવ્યા પછી તેણે "રામરામ" કહી સાંવળ્યાને ચલમ લાવવાની ઇશારત કરી.

"રામરામ. લ્યો આ ચલમ." તે મનુષ્યે પોતાના હાથમાંની ચલમ તુકોજી સામે ધરી. એક પછી એક દમ ખેંચતો તુકોબા ત્યાં જ બેઠો, પછી ચલમ પાછી આપીને તે બન્ને ભાઇ બ્હેન તરફ જોઇને બોલ્યો, "શું કહું તમને ભાઇ, આ બે છોકરાંઓ એટલાં બધાં સુંદર છે કે—"

કમળજાના ગાલપર હાથ ફેરવીને તે મનુષ્ય બોલ્યો, "ખરેખર તે સુંદર છે. પણ તેમની માતા કેવી છે?"

"શું કહું તમને ભાઈ? તે એક વિચિત્ર સ્વભાવની સ્ત્રી છે. હું આજ પાંચ વર્ષથી જોઉં છું કે તેને ટાપટીપ અને ભભકો બહુ ગમે છે!"

તુકોજી શું કહે છે તે ક્ષણવાર લક્ષપૂર્વક સાંભળીને તે મનુષ્ય બોલ્યો, "એનું કારણ તમને શું લાગે છે વારૂ?"

"શું કહું ભાઇ? કાંઇ નહિ. આપણે એમાં કાંઇ ન જાણીએ." ડોકું હલાવીને તુકોજી બોલ્યો.

"તેનું કારણ તે પહેલાં એક સરદાર પાસે દાસીનું કામ કરતી હતી."

"તે જ!" તુકોબા ડોકું હલાવતો બોલ્યો, "હવે બરાબર લક્ષમાં આવ્યું! આ સર્વે સરદારી ઠાઠમાઠ છે. પણ એટલું માત્ર ઠીક છે કે તેનું વર્તન ઘણું જ શુદ્ધ છે. તેથી જ તેનો વિચિત્ર સ્વભાવ, ઠાઠમાઠ અને ટાપટીપ સર્વે તેના શુદ્ધ વર્તન આગળ ઢંકાઇ જાય છે."

"એમ હોય તો ઘણું જ સારૂં–મ્હને તેનાથી સંતોષ છે. કારણ એમ છે ભાઇ કે એક તો ન્હાની ઉમ્મર તેમાં વળી ધણી પાસે નહિ, તે શિવાય ઠાઠમાઠની હોંશ તે બધું એવી સ્ત્રીઓને આડે માર્ગે દોરવાને પુરતું છે."

"ખરેખર, એમ જ છે! પણ વધારે શું કહું ભાઇ, તેના તરફ ઉંચી ડોક કરી કોઇ જોઇ શકે નહિ એટલો રોફ તેણે અહિં બેસાડી દીધો છે."

એટલામાં "સાંવળ્યા, સાંવળ્યા" એમ બુમો પાડતી સહૂ બાહાર આવી. ત્યાં બેઠેલા મનુષ્યપર તેની દૃષ્ટિ પડતાં જ "હેં–હેં–આ કોણ?" એવો

ભયથી ઉદ્‌ગાર કાઢતી તે અંદર જતી રહી અને એકદમ જોરથી બારણાં વાસી દીધાં. તે જોઇને તે મનુષ્ય પોતાની દાઢીપર હાથ ફેરવતો " એ કોણ? હજીસુધી ઓળખાણ પડી નહિ? ઉભી રહે, થોડી વાર ઉભી રહે એટલે માલુમ પડશે." એમ કહીને તે મનુષ્ય ઉભો થયો.

"કેમ ભાઇ, સાંવળ્યાની માતાને ત્હમે ઓળખો છો કે?"

"ઓળખો છો એટલે? તે મ્હારી પત્ની છે."

વાચક, તે ગણોબા જ હતો. તેનો ઉત્તર સાંભળીને તુકોજી ઉઠ્યો અને બોલ્યો, "શું ખરેખર! ત્યારે તો ઘણા લાંબા વખતે આ પતિ પત્નીની ભેટ થતી લાગે છે! બેસો. હાલ તો હું જાઉં છું. પછી આવું ત્યારે વાત કહેજો. રામ રામ."

તેના ગયા પછી ગણોબાએ કમળજાને બાજુપર ખસેડીને કમાડને ધક્કો માર્યો. થોડી વાર ઉભા રહીને જ્યારે એણે જોયું કે કમાડ ઉઘડયાં નહિ ત્યારે ગુસ્સે થઇને "કમાડ ઉઘાડ" એમ બોલીને ફરીથી જોરથી ધક્કો માર્યો. તે વખતે સરૂને ગમે તે લાગ્યું હશે તે તો તે જ જાણે પણ તેણે હળવે રહીને બારણાં ઉઘાડયાં. અંદર ગયા પછી એક ક્ષણભર થોભીને ગણોબાએ ઘરમાં સર્વ ચીજપર દૃષ્ટિ ફેરવી. ઘરમાં સ્વચ્છતા અને ટાપટીપ જોઇને તેને આનંદ થયો છતાં તેનો સરૂપરનો ક્રોધ કમી થયા નહિ. ગણોબા બારણા અગાડીની પાટલીપર બેઠો કે સરૂએ પોતાનું સ્ત્રીચરિત્ર ચલાવવા માંડયું. તે હળવે હળવે ડુસકાં ભરતી બોલવા લાગી કે "આજ પાંચ વર્ષ થઇ ગયાં છતાં એકે વખત આ બે સોના જેવાં છોકરાં મુકી જીવે છે કે મરી ગઈ છે, એની તો શોધ કરાવવી હતી! મ્હેં–મ્હેં કેટલા દુ:ખમાં અને કેવી હાલતમાં દિવસ કાઢ્યા તે તો પર–પરમેશ્વરને જ માલુમ–" એમ બોલીને તે આંખમાં આંસુ લાવીને જોરથી ડુસકાં ભરવા લાગી, પરન્તુ ધીમે ધીમે તે વાંકી દૃષ્ટિએ પતિ સામું જોતી હતી. ગણોબાએ શાન્ત ચિત્તે તેનું ભાષણ સાંભળ્યા કીધું. પછી તે બોલ્યો, "આ સર્વ કારણનું મૂળ તું જ છે."

"હું!" સરૂએ આંખો લુછીને એકદમ કહ્યું.

"હા, તુંજ; ચંડાળણી તું જ."

"હું! હું કેવી રીતે?"

"કેવી રીતે? ઉભી રહે, કહું છું. પહેલાં હું કોણ તેની બરાબર સમજણ પાડીને પછી સર્વ કહું છું." એમ કહીને ગણોબાએ ખીસ્સામાંથી બે હાથ લાંબું જાડું વણેલું દોરડું કાઢ્યું અને મારવા માટે ઉગામ્યું. હવે પોતાનાં આજે વર્ષ ભરાઈ ચુક્યાં એમ તેને લાગવા માંડયું. તેણે નાસી જવાની

ઘણી જ મહેનત કરી પણ ગણોબા બારણાં વચ્ચે ઉભો હોવાથી તે બિચારી રોકાઇ રહી!

"નાસે છે ક્યાં? હું કોણ છું તે સમજાવવું જોઇએને?" પાંચ ફટકા મારીને ગણોબા બોલ્યો, "હવે સમજ પડી કે નહિ?" ફરીથી તેણે ફટકા મારવા શરૂ કર્યા. "બસ! હવે દાઝ ઓલવાઇ. આટલી શિક્ષા સરદારની દાસીને બસ છે. મ્હારી પાસેથી છટકીને મ્હને ફસાવવો છે કે? ત્હારો ધણી ખલાસી છે તેની તને શરમ લાગે છે કેમ? ××× એ મ્હારા સંસારનો–મ્હારા સુખનો નાશ કર્યો. એકાદી ખલાસીની છોકરી સાથે પરણ્યો હોત તો હું સુખી થાત, પણ ××× એ મ્હને મોહિની લગાડી! પુરી ભાગ્યશાળી માન કે પેલા બુઢ્ઢાએ મ્હને કહ્યું કે ત્હારૂં વર્તન શુદ્ધ છે, નહિતો હમણાં જોવા જેવું જ થાત."

સરૂ એક પણ શબ્દ બોલી નહિ. તેણે મૂગે મોઢે પોતાના ધણીનો માર સહન કર્યો. ગણોબાએ પોતાનું ભાષણ પૂરૂં કરી દોરડું વાળીને ખીસ્સામાં મુક્યું. કમળજા બ્હીતી બ્હીતી પોતાની માતાની સોડમાં ભરાઇ ગઇ, પરન્તુ ફક્ત સાંવળ્યો ન બ્હીતાં, આજ લગી પોતાને જે ખૂબ મારતી હતી તેને પણ મારનાર જગતમાં એક જણ છે એ જોઇને ખુશી થયો.



## પ્રકરણ ૩ જું.

---

### દરિઆઇ ચડાઇઓ.

સરૂએ ગણોબાને ફસાવીને દારૂના નિશામાં મોગલ નૌકાપર મોકલ્યા પછી પાંચ વર્ષે તે ક્યાં ગયો હતો તે જાણવાને વાંચકો ઘણા ઉત્સુક હશે. ચાલો આપણે તે તરફ વળીએ. ગણોબા બીજે દિવસે બરાબર શુદ્ધિમાં આવ્યા પછી પોતે ક્યાં આવ્યો છે તે કલ્પી શક્યો નહિ. વહાણપર સર્વે મોગલો જ હતા ! આથી આમાં કાંઇ કપટ થયું છે એમ તેને લાગ્યું. તેને શુદ્ધિમાં આવેલો જોઇને નૌકાના મુખ્ય તાંડેલે પોતાની પાસે બોલાવીને તેની વહાણપર શું કામ કરવાની ઇચ્છા છે તે પૂછ્યું. આથી પોતે વહાણપર કેવી રીતે આવ્યો એવો પ્રશ્ન ગણોબાએ તેને પૂછ્યો. તાંડેલે ખરી હકીકત કહ્યા પછી આ કૃત્યની કરનારી પોતાની પત્ની જ છે એવું તેના સમજવામાં આવ્યું. આ સમયના ગણોબાના ક્રોધનું વર્ણન કોણ કરી શકે ? આ વેળાએ જો કદાચ સરૂ તેના હાથમાં આવી હોત તો તેને એકાદ જંગલી પ્રાણીની માફક મારી નાંખત ! આ વહાણ મોગલ લોકનું હોવાથી તેણે બે દિવસ સુધી બિલકુલ અન્ન પાણી લીધું નહિ. ત્રીજે દિવસે સંધ્યાકાળે મહારાજાનું એક મ્હોટું વહાણ સામેથી આવતું તેણે જોયું, પરન્તુ એ વહાણ આપણામાંનું છે કે શત્રુઓનું છે તે મોગલ નૌકાનો મુખ્ય તાંડેલ સમજી શક્યો નહિ. તેણે મહારાજાનું વહાણ પાસે આવવા દીધું. મોગલનું વહાણ આપણને મારવા આવ્યું છે એવું જોઇને મહારાજાના વહાણે તોપો છોડવા માંડી. ક્ષણવારમાં તો તેઓની લઢાઇ સખ્ત જામી. એટલામાં મોગલ વહાણે સઢ ચઢાવીને દિશા ફેરવી. આ ગડબડમાં ગણોબાએ દરિયામાં પડતું મૂક્યું !

ગણોબા મહારાજાના વહાણપર સુરક્ષિત આવી પહોંચ્યો. તે વહાણ રેવદંડાની ખાડીમાંથી [1]ઘોંસાળગઢ તરફ જતું હતું. શિદ્દીએ તે કિલ્લાને ઘેરો ઘાલ્યો છે એવી

---

૧. ઘોંસાળગઢ—આ કિલ્લો રોહાની દક્ષિણે ૭ મૈલપર રેવદંડાની ખાડી અને સાળવીની ખાડી વચ્ચે એક ટેકરીપર છે. ઇ. સ. ૧૬૩૦ માં આ કિલ્લો બિજાપુરના બાદશાહના હાથમાં હોઇને જંજીરાના શિદ્દીના તાબામાં હતો. શિદ્દીએ તે પર એક મરાઠાને કિલ્લેદાર નીમ્યો હતો. તેણે ઇ. સ. ૧૬૪૮ માં તે કિલ્લો શિવાજી મહારાજને આપ્યો. ઇ. સ. ૧૬૫૯ માં બિજાપુરના બાદશાહનો સેનાપતિ અફજુલખાન શિવાજી મહારાજને પકડી લાવવાની પ્રતિજ્ઞા કરીને ત્યાં આવ્યો. આથી શિદ્દીએ આ કિલ્લાને ઘેરો ઘાલ્યો પરન્તુ પછી અફજુલખાન માર્યો ગયો એ વાતની શિદ્દીને ખબર પડતાં જ તે ઘેરો ઉઠાવીને નાશી ગયો. પછી અંગ્રેજોએ

ખબર સાંભળતાં જ મહારાજાએ દર્યાસાગર સરદારને તેની સાથે પાંચસેં માણસ આપીને ઘેરો ઉઠાવવા આ મ્હોટું વહાણ મોકલ્યું હતું. પરન્તુ તાંડેલને ત્યાં યુદ્ધ કરવાનો પ્રસંગ આવ્યો નહિ, કારણકે મહારાજાએ અફ્‌ઝુલખાનને માર્યો એવી ખબર મળતાં જ શિદ્દી ત્યાંથી નાશી ગયો. તોપણ નાસતાં નાસતાં શિદ્દીએ દર્યાસાગરને ઘણું નુકસાન કર્યું. અહિયાં થોડા દિવસ વહાણપર રહીને પછી ઘેર જવું, એવો ગણોબાનો વિચાર હતો પરન્તુ કિલ્લાની પૂર્વવત્ વ્યવસ્થા કરતાં એક વર્ષ વીતી ગયું, અને એટલા દિવસ દર્યાસાગરને ત્યાં રહેવું પડયું. હાલ તે વહાણે કોલાબે પોતાને થાણે જવું અને પછી કોંકણને કિનારે જવું એવો મહારાજાનો હુકમ મળ્યો, ત્યાંસુધી તેણે કોઇને વહાણ છોડવા દીધું નહોતું. દર્યાસાગર તાંડેલ બહુ જ કડક સ્વભાવનો હતો તોપણ બીજા તાંડેલો કરતાં તેનો ગણોબાપર વિશેષ પ્રેમ હતો. એક જ વર્ષના અનુભવથી તેણે જાણ્યું કે ગણોબા એક ઉત્તમ તાંડેલ થશે. તે પોતાના વહાણપર દરેક ખલાસીએ દાઢી રખાવતો અને તેથી કોઈ વખતે તેઓને ફાયદો થશે એવું કહેતો. એક બે વખત તો તેનું વહાણ શત્રુના પંજામાં સપડાઈ ગયું પરન્તુ આવા કટોકટના પ્રસંગે તેઓનો પહેરવેશ અને દાઢી મૂછો જોઇને તેઓએ જાણ્યું કે આ આપણામાંના જ કોઇનું વહાણ હશે એવું ધારીને તેઓને બીનહરકતે જવા દીધા.

દર્યાસાગરે વહાણ લઇને કોંકણ કિનારે જવું એવી આજ્ઞા પ્રમાણે તે ત્યાં ગયો પરન્તુ તેની મદદની મહારાજાને કાંઈ જરૂર રહી નહિ, કારણકે મહારાજાએ તે [1]કામ પોતે જ કર્યું. પોતાના બાપના કટ્ટા શત્રુ બાજીરાવ

પોતાની સત્તા કાયમ કરવી વખતે ઇ. સ. ૧૮૧૮ માં રાયગઢને ઘેરો ઘાલ્યો તે પહેલાં કર્નલ પ્રોથરે આ કિલ્લો લીધો.

૧. મુધોળના બાજી ઘોરપડેએ શાહાજીરાજાને દગાથી પકડયો. પછી નજરકેદમાંથી છુટતાં જ રાજાએ શિવાજી મહારાજને "તું મ્હારો ખરો પુત્ર હોય તો બાજી ઘોરપડેને યોગ્ય શિક્ષા કરજે" એવો સંદેશો મોકલ્યો. મહારાજ ઘોરપડેનું વેર લેવાનો લાગ જોતા હતા પરન્તુ તેને પાદશાહનો આશ્રય હોવાથી શાન્ત બેસી રહ્યા હતા. પછી ૧૬૬૧ માં વાડીના ખેમસાવંત અને લખમસાવંત દેસાઇ એમણે વિજાપુરના બાદશાહની મદદ લઇને શિવાજી મહારાજ સાથે લડાઇ કરવાનો સંકેત કર્યો. આથી બાદશાહે તેમની મદદમાં ઘોરપડેને આપ્યો. તે વિજાપુર બાદશાહના સૈન્ય સાથે કોંકણ આવવાને નીકળ્યો. આની મહારાજાને ખબર પડતાં જ તેમણે ત્યાં સૈન્ય અને વહાણ મોકલ્યાં પરન્તુ તેને કોંકણ પ્રાન્ત સુધી જવાની જરૂર પડી નહિ, કારણકે મુધોળ એ ઘોરપડેનું ગામ હોવાથી પ્રથમ તે ત્યાં ગયો. આ ખબર મહારાજાને પડતાં જ તેમણે ઘણી ઝડપથી કુચ કરીને મુધોળપર એકદમ

ઘોરપડેપર પુરેપુરૂં વેર વાળીને મહારાજાએ કોલાબાનો કિલ્લો ફરીથી મજબૂત બાંધવાનો વિચાર કર્યો. આ કાર્ય ઇ. સ. ૧૬૬૨ માં પુરૂં થયા પછી ત્યાં પોતાનાં વહાણ રાખ્યાં. તેવાં વહાણપર દર્યાસાગરને મુખ્ય તાંડેલ નીમ્યો. અહિં અગાડી તેણે ચાંચીયાનો ધંધો શરૂ કરીને પોર્તુગીઝ લોકોને ઘણો ત્રાસ આપવા માંડયો. છેવટે પોર્તુગીઝ લોકોએ સલાહ કરી અને દરેક વર્ષે તોપો, દારૂગોળો વિગેરે યુદ્ધોપયોગી સામાન મહારાજાને આપવાનું કબૂલ કર્યું. આટલો બનાવ બન્યો ત્યાંસુધી પાંચ વર્ષ ગણોબા વહાણપર જ રહ્યો. પછી તે માહિમની ખાડીમાં ગયો. અહિં તેને સરૂ ઘર વેચીને કોલાબે રહેવા ગઇ છે એવી ખબર પડી તેથી તે કોલાબે ગયો.

ગયા પ્રકરણમાં કહ્યા પ્રમાણે ગણોબાએ આટલા બધા દિવસની રીસ કાઢી. સરૂએ પતિનો માર મૂગે મોઢે સહન કર્યો તેથી વાંચકોને નવાઇ ઉપજશે કારણકે તેના જેવી સ્ત્રી આવી વેળાએ શાન્ત બેસી રહે એમાં આશ્ચર્ય ખરૂં ! પરન્તુ તેણે જુદો જ વિચાર મનમાં ગોઠવી રાખ્યો હતો. ફક્ત રાત પડવાની જ તે વાટ જોતી હતી.

ગણોબા બપોરે થોડી વાર સુઇ રહ્યા પછી દુકાનપર જઇને બેઠો. દુકાન પર આવતા ઘરાકોને સાંબળ્યા પાસેથી ચીજો લઇને સરૂ આપતી હતી. કમળજા પોતાના બાપની પાસે ઓટલાપર બેસીને દુકાનની ગમ્મત જોતી હતી. પોતાની પાછળ મહેનત કરીને પત્નીએ પોતાથી અક્કલથી ચલાવેલી દુકાન આટલી બધી સારી રીતે ચાલતી જોઇને ગણોબાને ઘણો સંતોષ થયો. પોતાને આવી હુશીયાર પત્ની મળી તેથી ક્ષણભર તે ધન્ય માનવા લાગ્યો. સરૂનો સ્વભાવ જરાક તીખો હતો છતાં તેના જેવી સ્ત્રીને સૌ કોઇ ચ્હાતું હતું. હંબીરરાવ પાસે રહીને કમળજાના સહવાસથી તે ઘણી જ કેળવાઇ હતી. વાસ્તવિક રીતે તેના જેવા દરજ્જાની સ્ત્રી આટલી બધી સુશિક્ષિત

છાપો માર્યો. સખત લઢાઈ થઇ તેમાં ઘોરપડે પકડાયો. પછી મહારાજાએ આખું સુધોળ શહેર લુંટી બાળીને નાશ કર્યું અને ઘોરપડેના જેટલા મનુષ્યો હાથ લાગ્યા તેમને સર્વને પકડીને મારી નાંખ્યા. એવું કહેવાય છે કે મહારાજાએ આ વેળાએ ત્રણ હજાર મનુષ્યો મારી નાંખ્યા. આવું મ્હોટું ભયંકર કૃત્ય આના પહેલાં અથવા આના પછી મહારાજાના હાથે કદી પણ બન્યું નથી. પરન્તુ મુસલમાનોનો પક્ષ લઇને માત્ર પોતાનું પેટ ટાઢું કરવા માટે આ ઘોરપડેએ શાહાજીરાજાનો જીવ જોખમમાં નાંખ્યો તે બદલ મહારાજાના મનમાં કેટલો બધો પ્રખર દ્વેષ હતો એ જણાઇ આવે છે, અને તેમની પિતૃભક્તિ કેટલી બધી તીવ્ર હતી તે પણ સારી રીતે માલુમ પડી આવે છે.

હોય એ નવાબ જેવું! એકંદરે સરૂ કોઇ સરદારનું ઘર શોભવે એવી હતી. થોડીવાર પછી દુકાનપરના ગ્રાહકો કમી થતાં જ સરૂ ખાવાની જણુસો લઇને ઘરમાં ગઇ. ગણોબાએ ચલમ સળગાવી એટલામાં તુકોજી આવી પહોંચ્યો. ગણોબાએ એક બે દમ ચલમના ખેંચીને પોતાના વહાણપર બનેલી સર્વે હકીકત તેને કહી સંભળાવી, અને બોલ્યો, “પણ રાવ! અહિં ટોપીવાળાનો ત્રાસ કેવો છે તે તો કહો! અહિં તો જાણે એ એક જ જાત હોય એમ લાગે છે! છેલ્લાં પાંચ વર્ષથી મ્હને તો અહિંની બિલકુલ ખબર નથી.”

અહિં વાંચકોને એક વાત કહેવી જોઇએ. અંગ્રેજ લોક મ્હોટા વહેપારી અને દરિયાના હુશીયાર ભોમિયા છે એવો મહારાજાનો મત હતો અને તેઓના વ્યાપારથી આપણા દેશને ફાયદો છે એવું તેઓ ધારતા. બીજું એ કે શિદ્દી સાથે મહારાજાને વારંવાર યુદ્ધમાં ઉતરવું પડતું હતું તેમાં તેઓ તરફથી પોતાને વહાણ વિગેરેની મદદ મળશે એવી આશા હતી. તેઓનાં વહાણ મ્હોટાં અને મજબૂત હોવાથી એવાં વહાણ આપણને મળશે અને સારી તોપો, અને બંદુકો તથા દારૂગોળો તેઓ તરફથી આપણને મળશે એવું મહારાજાને લાગતું. એક એ પણ કારણ હતું કે મોગલની સહાયથી જો કદાચ શિદ્દી મુંબાઇમાં ધુસી જઇને આપણો કુલાં પ્રાન્ત વિગેરે લઇ લેશે તો તેઓને હાંકી કાઢવાને આપણે અંગ્રેજોને સ્નેહી કરીશું એવી તેમની યુક્તિ હતી. ખરૂં કહીએ તો અંગ્રેજોને હાંકી કાઢીને અહિં પોતાનું થાણું બેસાડવાનું કામ મહારાજાને મુસ્કેલ નહોતું, પરંતુ આવા પરદેશી વહેપારીઓને વિનાકારણે હેરાન કરવા અને પોતાના દેશનો વહેપાર બંધ પાડવો એ મહારાજાને વાજબી લાગ્યું નહિ. તેથી જ મહારાજાના મનમાં આખા પશ્ચિમ કિનારાપર પોતાની સત્તા બેસાડવી એવો દૃઢ વિચાર હતો. પરન્તુ તે પરિપૂર્ણ કરવાને સારાં મજબૂત વહાણ તૈયાર કરવાં જોઇએ અને તે તૈયાર કરવાનું કામ પૂરૂં કરવા માટે તેઓને દુઃખ ન દેવું એવો તે પ્રયત્ન કરતા હતા. આ કારણથી જ મહારાજા તે સમયે આ પરદેશી વહેપારી સાથે મિત્રભાવે વર્તતા હતા. કદાચ જો મહારાજાને ખબર હોત કે તેઓ પોતાની સાથે મિત્રભાવે વર્તતા હતા ત્યારે તેઓ પોતાનો ધર્મ ફેલાવવાને માટે હિન્દુ પ્રજાને છળતા હતા તો તેમને પોતાની પ્રજાને છળનારા ઉપર પુષ્કળ ગુસ્સો ચઢ્યો હોત, પણ તેઓને ક્રોધ આવ્યા પહેલાં ત્યાં આગળ તેઓની વખાર પર અંગિઆર નામનો એક હુશીયાર ગવર્નર આવ્યો તેણે તાબડતોબ મહારાજા સાથે કાયમની સલાહ કરવાનો પ્રયત્ન આદર્યો. તેમની મરજી સંપાદન કરવા પૂર્વે નક્કી કરેલા કરાર પ્રમાણે તોપો, બંદુકો અને દારૂગોળો દરેક વર્ષે તે મહારાજાને

આપવા લાગ્યો. આ જ કારણથી મહારાજા ચુપ રહ્યા. અંગિઆર આવો માણસ હતો તેથી જ ફિરંગી લોકો અહિં અગાડી રહી શક્યા એમ કહેવાય છે.

ગણોબાની વાત સાંભળીને તુકોજીએ જોરથી દમ ખેંચ્યો અને તે બોલ્યો, "કેવો ત્રાસ બેસાડયો રાવસાહેબ! આપણા મહારાજા આગળ તેઓની શી યુક્તિ ચાલવાની છે? બાકી શું કહું તમને ભાઇ, આપણા મહારાજા જેવો કોઇ માલિક નથી. અરે રાવ! તે દિવસની જ વાત જુઓને! મહારાજા કર્ણાટકની લઢાઇમાં ગયા એવું સાંભળતાં જ શિદ્દીએ કોંકણ કિનારાપર ફરીથી ધામધુમ શરૂ કરી. તેમાં મોગલ વહાણોએ તેને મદદ કરી. તે બન્નેએ મળીને જયતાપુર શહેરપર હલ્લો કરીને તેને આગ લગાડી દીધી એવી ખબર મળતાં જ આપણા મનુષ્યોએ શિદ્દીના વહાણપર જોરથી હલ્લો કરીને તેઓને ખાડીમાંથી હાંકી કાઢ્યા–"

"સાબાશ બહાદુર–" વચમાં જ ગણોબા બોલી ઉઠયો.

"સાંભળો તો ખરા રાવસાહેબ–શું તમને કહું? પછી મહારાજાનાં વહાણોએ તેઓને ખૂબ હેરાન કર્યા ત્યારે જ તેઓની ક્યાં જવું એ માટે આંખો ઉઘડી. ત્યાંથી તેઓ નાશી મુંબાઇ બંદરમાં મજગાંવની ખાડીમાં આવીને ભરાઈ બેઠા."

"પણ ફિરંગીઓએ શિદ્દીને મુંબાઇ બંદરમાં કેમ આવવા દીધો?"

"તે જ કહું છું ને! પાછળથી કુર્લા પ્રાન્તના રહેવાસી એક દુષ્ટ બ્રાહ્મણે દ્રવ્યની લાલચથી ચાર આબરૂદાર બ્રાહ્મણોને પકડી શિદ્દીને સ્વાધીન કર્યા. આ ખબર આપણા ચેઉલના જાવજી પારળે સુબેદારને પડી, તેથી આ સુબેદારથી આ બ્રાહ્મણોનું અપમાન સહન થઇ શક્યું નહિ, અને તેણે એક સખત પત્ર લખી અંગ્રેજોને મોકલાવ્યો કે અમારા પ્રાન્તમાંથી બ્રાહ્મણોને શિદ્દી પકડી તહમારા બેટમાં લાવ્યો છે તેમને છોડાવીને એકદમ સુખરૂપ પાછા મોકલી દો, નહિતો તમને અહિંથી મળતું અનાજ અને લાકડાં હું બંધ કરીશ."

"પછી શું થયું?"

"શું કહું તમને ભાઈ, આવો ધમકીનો સંદેશો અંગ્રેજપર ગયો કે તરત જ તેઓએ વિચાર કર્યો. તેવામાં સુબેદારે બીજો પત્ર મોકલાવ્યો કે તહમે તહમારા બંદરમાં શિદ્દીને આવવા દીધો એ એક ગુન્હો કર્યો છે અને અમારી પ્રજાને તમારા પાદરી લોકો છળે છે એ બીજો ગુન્હો અને અમારા પૂજ્ય બ્રાહ્મણોને તહમારી બેદરકારીથી શિદ્દી ફસાવે છે એ ત્રીજો વિગેરે સવિસ્તર હકીકતનો પત્ર મહારાજા તરફથી આવ્યો છે એનો વિચાર

કરજો. આથી [1]અંગ્રેજો ગભરાયા અને બારિકાઇથી તપાસ કરી શિદ્દી પાસેથી બ્રાહ્મણોને છોડાવ્યા.

"ઠીક, પણ હાલમાં મહારાજાનો ક્યાં લડાઇ કરવાનો વિચાર છે, તે તમારા જાણવામાં છે?"

"વાહ—તે તો મ્હોટી અગત્યની વાત છે રાવસાહેબ! તમને શું કહું ભાઈ, આ વખત તો મહારાજા સુરત પર ચડાઇ કરનાર છે અને વસઇની ખાડીમાં વહાણની તૈયારી પણ ચાલે છે."

"શું કહોછો રાવ!" ગણોબા આનંદમાં આવીને બોલ્યો, "ત્યારે તો આપણે આ સ્વારીમાં જઇશું!"



૧ નાવજી પારળે સુબેદાર તરફથી મહારાજાને પત્ર ગયો છે એવી ખબર મળતાં જ અંગ્રેજોના હોશ ઉડી ગયા. તેઓએ તત્કાળ બારિકાઇથી શોધ કરીને શિદ્દી પાસેથી બ્રાહ્મણોને છોડાવ્યા અને આ કામમાં પોતે કેટલા બધા કાળજી-વાળા છે એવું બતાવવા માટે અને મહારાજાને ખુશ કરવા માટે જે વહાણમાં બ્રાહ્મણોને લાવવામાં આવ્યા હતા તેમાંથી અગિયાર ખલાસીઓને પકડીને તેમાંથી ત્રણને મારી નાંખીને બાકીનાઓને સેન્ટ હેલીના મોકલી દીધા.

# પ્રકરણ ૪ થું.

## સરૂની માનસિક માંદગી.

આજ આપણે જે મુંબઈ શહેર અઢાર વર્ણના લોકથી ઉભરાતું જોઇએ છીએ તે જ મુંબઇ શહેર અઢીસેં વર્ષ પૂર્વે કેવી સ્થિતિમાં હતું? ખરેખર કાળની ગતિ વિચિત્ર છે. કોનું કેવું રૂપ થશે એનો કાંઇ નિયમ નથી. દરેક વસ્તુ, દરેક સ્થળ, દરેક મનુષ્ય અને દરેક પ્રાણી માત્રની સ્થિતિ બદલાવનાર ફક્ત આ જાદુવાળો કાળ જ છે! તેની ભૂત, ભવિષ્ય અને વર્તમાનની કલ્પના મનુષ્યે કરવી એ અશક્ય છે. જે મુંબઇ શહેરની હાલની મનોહર અને ઐશ્વર્યયુક્ત શોભા જોઇને મનને એક જાતનો આહ્લાદ થાય છે તે જ શહેર પૂર્વે એક ન્હાનો બેટ હતો, અને ભિખારી હાલતમાં હતો એવી કલ્પના શું આપણને થશે કે? બીજા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે મહારાજાએ રોગીઓ માટે બંધાવેલું દવાખાનું હાલમાં જતું રહીને ત્યાં આગળ લાખો રૂપિયા ખર્ચીને સેંકડો કોસથી આવેલા માલથી ભરાએલું મ્હોટું વાડીબંદર દષ્ટિએ પડે છે, અને આપણા સાર્વભૌમ અંગ્રેજોએ પ્રથમ દાખલ થઇને જે વિસ્તીર્ણ જગ્યાએ પોતાની છાવણી અને કોઠી રાખી કોટ બાંધ્યો હતો તે જગ્યા હાલમાં શાહુકારોની પેઢીઓ અને સરકારી કચેરીઓથી ગાજી રહેલો 'ફોર્ટ' (કોટ) કહેવાય છે. હાલમાં જ્યાં આગળ શાહુકારો લાખ્ખો રૂપિયાની ઉથલપાથલ કરે છે તેમની પેઢીઓવાળી જગ્યાએ પૂર્વે ખેડુતો પોતાના ખેતરમાં ઘાસ અનાજ રાખતા એ કાળની વિચિત્ર ગતિ જ છે કે બીજું કાંઇ?

અસ્તુ. આ સમયે તે ભિખારી બેટમાં એક ન્હાની ઝુંપડીમાં શું ચાલી રહ્યું છે તે આપણે જોઇએ. રાત ઘણી થઈ હતી. બહાર ચંદ્રનું અજવાળું પ્રસરી રહ્યું હતું. સર્વત્ર શાન્તિ પ્રસરી રહી હતી. થોડી થોડી વારે અંગ્રેજની છાવણીમાંથી બંદુકના અવાજ અને કુતરાઓનું ભસવું સંભળાતું હતું. કોઇ કોઈ વખત શિયાળના અવાજ સંભળાતા હતા. આટલી બધી રાત થઇ હતી તોપણ સાંવળ્યાને નિદ્રા આવતી નહોતી. તે કામળીપર આળોટયા કરતો હતો. આજ સંધ્યાએ પિતાની પાસે બેસીને તુકોજીના મોઢે મહારાજા વિષે સાંભળેલી વાર્તા તેના મગજમાં ઘોળાયા કરતી હતી. થોડી જ વારમાં તેના મનમાં બીજો વિચાર સુજી આવ્યો. પોતાના પિતા ગુસ્સામાં આવીને પોતાની માતાને મારે છે અને તે પાસે ઉભો ઉભો મજાહ જોયા કરે છે એવું તેને લાગ્યું. એટલામાં બહારથી તેના કાને અવાજ આવ્યો. આથી તે એકદમ ઉભો

થયો અને આંખો ચોળતો ચોળતો દ્વાર પાસે ગયો. બીજી બાજુની ઓરડીમાં ગણોબા દારૂના નિશામાં ચકચુર થઇને એક કામળીપર ઘોરતો હતો. પાસે જ સરૂ નીચી વળીને પોતાના પતિના મુખ તરફ નીહાળતી હતી. તેણે પોતાનો ડાબો હાથ કમ્મરપર મુકયો હતો અને જમણા હાથમાં એક ન્હાનો છરો પકડયો હતો. મોડી રાત્રે પોતાની માતાના હાથમાં છરો જોઇને તે બારણાં નજદીક જ ચમકીને ઉભો રહ્યો! તેના કુમળા મનમાં જુદા જુદા ભયંકર વિચાર આવવા લાગ્યા. બપોરે માર પડયો તેનું વેર લેવાને કાંઈ ભયંકર કૃત્ય કરવાને માટે તેણે છરો લીધો છે એવું તેને લાગ્યું. તેનું આખું શરીર ભયથી કંપવા લાગ્યું. કોઇ પણ ઉપાયે મ્હારે પિતાને જાગૃત કરવા જોઇએ એવું ધારીને તેણે બૂમો પાડવા પ્રયત્ન કર્યો પરન્તુ તેની જીભ ઉપડી જ નહિ! એટલામાં સરૂએ પોતાના પતિ તરફ જોઇને હાસ્ય કર્યું. દ્વાર પાસે ઉભેલો સાંવળ્યો પોતાનું કૃત્ય જુએ છે એ તેના લક્ષમાં પણ આવ્યું નહિ એટલી તે પોતાના હાથમાં લીધેલા કામમાં મશગુલ હતી. ક્ષણવારમાં પોતાના મુખપર આવેલા કેશને હળવેથી પાછા કરીને તે બોલી, " કેવો શાન્તપણે ઉંઘે છે! અહાહા! વાહરે મ્હારા ખલાસી પતિ! મ્હને વગર વાંકે બપોરે મારી હતીને? હવે ત્હારા કેવા હાલ કરૂં છું! આખું મોંઢું છોડી દઇને આ બકરા જેવી દાઢી!" આમ બોલીને તેણે ગણોબાની લાંબી દાઢી હાથમાંના તિક્ષ્ણ છરાથી ઝટ કાપી નાંખી. પુનઃ ક્ષણવાર થોભીને પોતાના પતિના મસ્તક નીચે હાથ ઘાલ્યો અને "જાણે કે સંન્યાસી જેવો! મુઆ, મ્હારા જીવતાં આવો સંન્યાસ!" એવું અડધું બોલીને તેણે તેના વાળની એક લાંબી લટ કાપી નાંખી.

સરૂનું આ સર્વે કૃત્ય નીહાળતો સાંવળ્યો દ્વાર આગળ સ્તમ્ભ ઉભો હતો. ક્ષણભર પોતાનો ક્રોધ શમાવીને પોતાના નિદ્રિત પતિ તરફ જોતી સરૂ બોલી, " આટલું બસ છે. આજનો રંગ જોઇને મ્હને વિના કારણે મારવાનું વેર આવતી કાલે લેવાશે!" એવું પોતાના મનમાં બબડીને તે ચાલી ગઈ. ઘણો વખત થયો છતાં તે પાછી આવી નહિ એવું જોઇને સાંવળ્યો બારણાં આગળથી અંદર આવ્યો અને પોતાના બાપને ઢંઢોળવા લાગ્યો. ક્ષણવાર તેણે ગણોબાને ઢંઢોળ્યો અને પછી મસ્તક ઉંચું કરીને જોવા લાગ્યો કે મા આવે છે કે ક્યાં આગળ છે. આમ ઘણા વખત સુધી ચાલ્યું પરન્તુ કેમે કર્યો ગણોબા ઉઠયો જ નહિ. આખરે સાંવળ્યો કંટાળ્યો, એટલામાં ખૂણામાં પડેલા પાણીના લોટા તરફ તેની દૃષ્ટિ ગઈ. તેણે એકદમ લોટામાંથી થોડું પાણી હાથમાં લઇને ગણોબાના મ્હોંપર છાંટયું. આથી

ગણોબા ચમકીને ઊભો થયો. તેણે આંખો ઉઘાડતાં જ સાંવળ્યાએ સરૂએ કાપેલા વાળની લટ બતાવી અને તેની દાઢી તથા વાળ તરફ આંગળી કરી.

"સાંવળ્યા, આ શું છે?"

"ત્હમારા વાળ છે બાપા! મારી માએ છરાથી કાપી નાંખ્યા!"

આ સાંભળીને ગણોબા એકદમ બેઠો થયો અને સાંવળ્યાના હાથમાંથી વાળની લટ લઈ લીધી અને ડાબો હાથ પોતાના મસ્તકપર અને દાઢીપર ફેરવવા લાગ્યો. બન્ને ઠેકાણે વાળ ન જોઇને તે ક્રોધથી લાલચોળ બની ગયો.

"કઈ વખતે એ ચંડાળણીએ આ કૃત્ય કર્યું?" ક્રોધથી હાથની મુઠી વાળીને તેણે સાંવળ્યાને પૂછ્યું.

"હમણાં જ બાપા."

"હમણાં જ? હું ઉંઘતો હતો એટલામાં જ? અત્યારે તે ક્યાં છે?"

સાંવળ્યાએ બહારની બાજુ તરફ આંગળી કરી.

ક્રોધના આવેશમાં ગણોબા એકદમ ઓસરીમાં આવ્યો. સાંવળ્યો એની તરફ જોતો ત્યાં જ ઊભો રહ્યો. થોડી વારમાં સરૂએ મ્હોટેથી પાડેલી બુમ તેણે સાંભળી. આથી તે દોડતો દોડતો અંદર ગયો અને જુએ છે તો ગણોબા સરૂને નિર્દયપણે માર્યા કરતો હતો! પાસે જ ભયભીત થયેલી કમળજા ઊભી ઊભી એકીટશે જોયા કરતી હતી. સરૂ ચીસો પાડતી પાડતી થાકી ગઇ. તેનું ગળું સુકાઇ ગયું છતાં ગણોબા મારતો અટક્યો નહિ. છેવટે તે ગણોબાના અસહ્ય મારથી જમીનપર પડી ગઈ. તેના ઘરમાં આટલી બધી ગરબડ અને બૂમો પડી છતાં આસપાસના પાડોશીમાંથી કોઇએ સરૂની મદદે આવ્યું નહિ. તેની બૂમોથી માત્ર ચારે બાજુએ કૂતરાં વધારે ભસવા લાગ્યાં.

માતાને જમીનપર પડેલી જોઇને સાંવળ્યો કોમળ સ્વરે પિતાનો હાથ પકડીને બોલ્યો, "બાપા, બાપા, ખરેખર મારી મા મરી ગઇ હશે!"

ગણોબાએ એક ક્ષણુ તેની તરફ તાકીને જોયું.

"બસ! આટલી શિક્ષા પુરતી છે, ખરૂંને સાંવળ્યા?" એમ બોલીને તેણે હમેશની ટેવ પ્રમાણે દાઢીપર હાથ ફેરવ્યો, પરન્તુ દાઢી ક્યાં હતી? આથી તેને પાછો ક્રોધ ચઢ્યો. "હજી પણુ તે મરી જાય ત્યાંસુધી મારૂં? પણુ તું શું કહે છે સાંવળ્યા? તે મરી ગઇ—ઠીક થયું. ત્હારો અને મ્હારો બન્નેનો ત્રાસ ઓછો થયો!" એમ બોલીને તે જમીનપર પડેલી પોતાની પત્ની તરફ એકચિત્તે જોતો ઊભો રહ્યો પરન્તુ તેની કાંઇ હાલચાલ તેણે જોઇ નહિ. તેનો શ્વાસ પણુ બંધ થએલો તેને ભાસ્યો. આથી માત્ર તે ગભરાયો. તેણે હળવે રહીને પોતાનો હાથ તેના નાક આગળ ધર્યો પણુ તે જીવતી છે

એવાં કાંઇ પણ ચિન્હ તેને જણાયાં નહિ. આથી તે વધારે ગભરાયો અને સાંવળ્યા તરફ વળીને બોલ્યો, "શું સાંવળ્યા, ખરેખર તે મરી ગઇ? જો... જો...બેટા......"

સાંવળ્યાએ પોતાની માતાના અંગપર હાથ અડાડ્યો, અને તેના નાક-પર હાથ મૂકી જોયો, પરન્તુ ખરેખર તેનો શ્વાસ બંધ હતો. શ્વાસ બંધ અને અંગ પણ ટાઢું થઇ ગએલું જોઇને બિચારો છોકરો ગભરાઇ ગયો. બ્હીકથી તેના હાથ-પગ કંપવા લાગ્યા. તે ડુસકાં ભરતો ભરતો બોલ્યો—"બા... પા...જુઓ આ મ્હારી મા ટાઢી..."

"શું શું-સાંવળ્યા?"

"ખરેખર તે મરી ગઇ! મા-એ-મા-એ-"

"શું મરી ગઇ-" ભયભીત થઇને ગણોબાએ પણ તેની છાતીપર હાથ મુકી જોયો, નાકપર હાથ ધરી જોયો પણ શ્વાસ ચાલતો નહોતો. પછી શું? ગણોબા ગભરાઇ ગયો! "તે-તે-મરી-હવે શું? સાંવળ્યા, દોડ દોડ અને તાત્યા વૈદ્યને બોલાવી લાવ. જા, તેને ખરેખરી હકીકત કહીને બોલાવી લાવ. હું-હું જાઉં છું. સંભાળજે-હોંકે સાંવળ્યા!"

ગણોબાને ઘણી જ બ્હીક લાગી. પોતે પત્નીને મારી નાંખી માટે હવે પોતાને પકડીને કેદ કરશે એવી બ્હીક તેની સામે આવીને ઉભી રહી. ક્ષણ-વારમાં તેણે એક રૂપિયો કાઢીને સાંવળ્યાના હાથમાં મુકો અને એકવાર જમીનપર બેશુદ્ધ પડેલી પોતાની પત્ની તરફ દૃષ્ટિ કરી. કમળજા એક ખૂણામાં બ્હીકથી બેભાન સ્થિતિમાં પડી હતી. તે દૃષ્ટિએ પડતાં જ ગણોબાએ તેને ઉચકી લીધી. તરત જ તે છોકરીની આંખો ઉઘડી ગઈ. "હવે છોકરી, ત્હારૂં શું થશે? મ્હેં ચંડાળે આ શું કર્યું?" એમ બોલીને તેણે તેના મ્હોંપર હાથ ફેરવ્યો અને તેના ગાલપર ચુંબન કરીને તેણે સાંવળ્યાને કહ્યું, "સાંભળ સાંવળ્યા, હવે-હવે સર્વ ત્હારી પાસે છે."

ઓરડીમાંથી બહાર નીકળતાં ત્યાં પડેલી કામળી ગણોબાએ ઉંચકી લીધી અને ઘર બહાર નીકળી ગયો. તેણે એકવાર પાછા ફરીને જોયું પણ નહિ. સાંવળ્યો બિચારો તદ્દન ગભરાઇ ગયો હતો. ગણોબા ચાલ્યો ગયો ત્યારપછી તેણે એકવાર પોતાની માતા તરફ જોયું. તે તદ્દન બેશુદ્ધાવસ્થામાં પડેલી હતી. હવે શું કરવું તે તેને બિલકુલ સુઝ્યું નહિ, એટલામાં જ તેને તાત્યો વૈદ્ય સાંભરી આવ્યો. તેણે કમળજાને કહ્યું: "કમળજા, તું મા પાસે બેસજે હોં! હું હમણાં જ તાત્યા વૈદ્યને બોલાવીને આવું છું. બ્હીતી નાહ હોં કે?"

"પણ ભાઇ, મા આમ કેમ પડી રહી છે?"

"તેને બાપાએ મારી."

તે વખતે આ બન્ને ભાઇબ્હેનની સ્થિતિ તદ્દન કરૂણાજનક હતી. પૂછતી વખતે કમળાએ પોતાના ભાઇની કમ્મરપર હાથ મુકયો હતો અને સાંવળ્યો તેની કુમળી હડપચી હાથમાં પકડી બીજે હાથ તેની ખાંધપર મુકીને તેને સમજાવતો હતો! આ ભાઇબ્હેનની કરૂણાજનક સ્થિતિનું ચિત્ર આલેખવાનું કામ લેખકની શક્તિ બહાર છે. સાંવળ્યાએ પોતાની ન્હાની બ્હેનને કોઇ પણ પ્રકારે સમજાવીને પોતાની માતા પાસે બેસાડી અને પોતે તાત્યા વૈદ્યને બોલાવવા જલદી ઘર બહાર નીકળી પડ્યો. આ વખતે મધ્યરાત થઇ હતી.

તાત્યો વૈદ્ય સરકારી દવાખાના નજદીક રહેતો હતો. દવાખાનાના કામની તે જ દેખરેખ રાખતો હતો. તાત્યાપર દવાખાનાના રોગીઓની એટલી બધી શ્રદ્ધા હતી કે તે જે કહેતો તે પર સર્વનો પૂર્ણ વિશ્વાસ બેસતો અને તે ઔષધ બદલ જો જરીક માટી આપે તો તેથી પણ શ્રધ્ધાથી તેઓ સાજા થતા. તે પંચાવન વર્ષની ઉમ્મરનો હતો. સ્વભાવે તે ઘણો જ ગમતી અને મશ્કરીખોર હતો અને પોતાના કામમાં ઘણો જ હુંશીયાર હતો. તે સમયે દવાખાનામાં તાત્યો વૈદ્ય ફક્ત એક જ હતો. તે ઠીંગણા બાંધાનો હોવાથી તેનું મ્હોં આરિયાની માફક વળી ગયેલું હતું. આ વામનમૂર્તિ વિશેષ ગમ્મતી હતી અને એકવાર જોતાં જ પૂર્ણપણે લક્ષમાં રહી જવાનું કારણ તેનું મ્હોં અને તેની ખાંધપરની ખુંધ હતી. તાત્યો વૈદ્ય જરાક મશ્કરો અને દેખાવે બેડોળ હોવાથી બીજાપર પોતાની છાપ કેમ બેસે તે વિષે તે પુરો માહિતગાર હતો. બોલવામાં તે હમેશાં મ્હોટાં મ્હોટાં વાક્યો બોલતો અને તે વળી પદ્યની માફક પ્રાસમાં બોલતો! સાંવળ્યાએ તેના ઘર આગળ જઇને પહેલાં તો તેને હાંક મારી, પરન્તુ અંદરથી કોઇએ ઉત્તર આપ્યો નહિ. છેવટે બારણાપર ધક્કા મારીને મ્હોટે મ્હોટે "તાત્યા, તાત્યા" એવી બૂમો પાડવાની તેણે શરૂઆત કરી. આથી ઘણી વારે અંદરથી 'કોણ છે?' એવો તાત્યાએ પોતે જ પ્રશ્ન પૂછ્યો.

"હું છું તાત્યા, જલદીથી દરવાજો ઉઘાડો."

"હું તે કોણ?"

"હું, એ તો હું."

"ગધેડીના, હું તે કોણ?"

"તાત્યા, ગધેડાનો છોકરો નહિ પણ એ તો હું ગણોબાનો પુત્ર, પણ પહેલાં દરવાજો તો ઉઘાડો."

"ખરેખર, તું ગણોબાનો છોકરો કે ગધેડાનો છોકરો ?"

"તાત્યા, ખરેખર હું ગણોબાનો પુત્ર સાંવળ્યો છું."

"એમ કે ? તું જ કે સાંવળ્યો...જાંવળ્યો ?"

"હારે, તાત્યા હા, હું જ સાંવળ્યો."

"ત્યારે ત્હારે શું જોઇએ છે રે કાવળ્યા...માવળ્યા ?"

"કહું છું, પણ દ્વાર તો ઉઘાડો."

"સાંવળ્યા, પહેલાં કહે પછી દ્વાર ઉઘાડું."

"અરે તાત્યા, મ્હારી માતા, અરે મ્હારી માતા, અરેરે..."

"અરે માતા અરેરે ! શું માંદી થઇ છે કે ?"

"માંદી કેવી ! પણ બારણાં ઉઘાડો."

"માનસિક માંદી છે કે શારીરિક માંદી છે ?"

"બન્ને, બન્ને છે. પણ એક વાર બારણાં તો ઉઘાડો !"

"અરેરે ! બન્ને છે ત્યારે તો ઘણું જ ખરાબ. પણ કેમરે ઢવળ્યા, ત્વચા રોગ છે કે માંસ રોગ છે કે રક્તરોગ છે કે હાડરોગ છે...શું છે ?"

"હારે તાત્યા, બધું બધું છે, પણ ત્કમે દરવાજો ઉઘાડી બહાર તો આવો."

"અરેરે ! સર્વે રોગ છે ત્યારે તો ઘણું જ ખરાબ, પણ કેમરે સાંવળ્યા ! બરડાપર રોગ છે કે પેટપર ?"

"બરડાપર છે બરડાપર અને થોડોક પેટપર છે પણ પીઠપર વધારે છે."

"બરડાપર છે ત્યારે તો કાંઇ વધારે ફિકર કરવા જેવું નથી પણ પેટપર છે કહે છે ત્યારે તો ત્રિફળા ચૂર્ણ ગરમ પાણીમાં આપવું જોઇએ. તેથી જો કાંઇ થાય નહિ તો પછી બસ્તીનો ઉપયોગ કરવો પડશે. તેથી જો કાંઇ ફાયદો થશે નહિ તો પછી છેવટે નસ્તરનો ઉપયોગ કરવો પડશે."

"તાત્યા, તમને પગે લાગું છું, પણ એક વાર બારણાં ઉઘાડી બહાર આવો."

સાંવળ્યાએ જ્યારે આટલી માથાફોડ કરીને ટકટક કરી ત્યારે જ તાત્યો બારણું ઉઘાડીને બહાર આવ્યો. હજી પણ તાત્યાના સવાલ પૂછવા પૂરા થયા નહોતા. તેણે સાંવળ્યાનો હાથ પકડીને ફરીથી પૂછ્યું, "પણ કેમરે સાંવળ્યા, ત્હારી માતા માંદી પડ્યા પછી હરેફરે છે કે તદ્દન ચૂપ પડી રહી છે ? હોય તે પ્રમાણે કહીએ કે તે પ્રમાણે ઔષધ લેવાનું સુજે. કેમ સમજ્યોને સાંવળ્યા ? ત્હારૂં નામ સાંવળ્યો જ ને ?"

આવો તાત્યાનો પ્રશ્ન સાંભળીને સાંવળ્યો કંટાળી ગયો અને ચીડાઇને

બોલ્યો, " સમજ્યો, બધું સમજ્યો. આટલી વારમાં મ્હારી માતા મરી પણ ગઇ હશે ! "

" અરે શું બોલે છે સાંવળ્યા ? શું એટલે સુધી વાત આવી ગઇ છે ? ગોપ્યા, એ ગોપ્યા, ટોપ્યા, બોક્યા–બેટા ઉઠ, મ્હારો વાટવો ક્યાં મુક્યો છે ? " એમ બોલીને તેણે ખૂણામાં સૂતેલા પોતાના નોકરને પોતાના હાથમાંની લાકડીનો ગોદો માર્યો. ગોપાળ ઝબકી ઉઠયો અને તેણે હાટડામાંથી વાટવો લાવી તાત્યાના હાથમાં આપ્યો.

" અરે, પણ આમાં ત્રિફળા ચૂર્ણ ક્યાં છે, છોકરા ? જા જલદીથી હાટડામાંથી લાવ–અરે, અરે પણ ત્યાં નથી. મૂર્ખા, ત્યાં નથી. તે તો બીલીનો મુરબ્બો છે ને ? "

તાત્યાએ આટલું કહ્યું એટલામાં મુરબ્બાની બરણીમાંથી ગોપાળે એક કટકો મ્હોંમાં મુક્યો ! પછી બીજા હાટડામાંથી ત્રિફળાની બરણીમાંથી ચૂર્ણ લાવીને તાત્યાને આપ્યું. તે વાટવામાં મુકીને " જોડા જોડા " ની બૂમ મારતો તાત્યો બન્ને ખુણા શોધવા લાગ્યો.

સાંવળ્યો તાત્યાને લઇને ઝપાટાબંધ ચાલવા લાગ્યો. રસ્તામાં, " અરે સાંવળ્યા ઉભો તો રહે ! માંકડા માફક ઠેકડા મારતો ચાલે છે પણ મ્હારા જેવા ઘરડાથી શી રીતે ચલાય ? " આવો તાત્યાનો બડબડાટ ચાલુ જ હતો. સાંવળ્યાનું ચિત્ત તો ઘર તરફ લાગ્યું હતું. તેણે તાત્યાના બડબડાટ તરફ બિલકુલ લક્ષ આપ્યું નહિ. ઘેર આવતાં જ તેણે એકદમ ખડકીનું બારણું ઉઘાડયું અને તાત્યાને અંદર લઇને–" જુઓ હવે આંખ્યો ઉઘાડીને કે મ્હારી માતાની શી સ્થિતિ થઇ છે– " એવું અડધું બોલીને તે એકદમ અચક્યો. પોતાની માતા બેશુદ્ધ બનીને પિતાના મારથી મૃત્યુશરણ થઇ છે એવું તેને લાગ્યું પરન્તુ બારણાં ઉઘાડીને જુએ છે તો સરૂ આયના સામે ઉભી ઉભી પોતાના વીખરાઇ ગએલા કેશ સમા કરે છે !

બારણાં ઉઘાડીને એકદમ તાત્યાને અંદર આવેલો જોઇને તે ક્ષણવાર તેના સામું જોઇ રહી. પછી તે ગુસ્સાથી બોલી, " વાહ, તાત્યા ! આજસુધી હું તમને ઘણા જ સજ્જન પુરૂષ સમજતી હતી ! આવી મોડી રાત્રે એક સ્ત્રીના ઘરમાં એકદમ ઓચિંતા ઘુસતાં તમને કાંઇ–અને મુઆ તને– " એમ બોલીને તેણે ઝટ લઇને સાંવળ્યાનો હાથ પકડયો અને તેની પીઠપર જોરથી મારવા લાગી. આ બધો શો પ્રકાર છે એ તાત્યાના સમજવામાં બિલકુલ આવ્યું નહિ. તે તો આશ્ચર્યથી જોતો ત્યાં જ ઉભો રહ્યો. આખરે માતાના મારથી

બૂમ પાડતા સાંવળ્યાને જોઇને તેણે સાંવળ્યાને મહામહેનતે તેના હાથમાંથી છોડાવ્યો, અને તેને ખડકી બહાર આણ્યો.

"છાનો રહે બેટા! છાનો રહે! રડ નહિ. આ સર્વનું મૂળ ફક્ત માનસિક રોગ. ત્હારા કહેવા પ્રમાણે ત્હારી માતાને આ માનસિક રોગ જ થયો છે. તેનાપર તો રામબાણ ઔષધ ફક્ત ચૌદમું રત્ન જ છે! તેણે તેનો પ્રયોગ ત્હારી પીઠપર કરીને પોતાનો મહાન્ વ્યાધિ કાઢી નાંખ્યો! કેમ સમજ્યોને સાંવળ્યા? હવે તે તદ્દન નીરોગી થઈ. તું બિલકુલ ચિંતા કરીશ નહિ. ઠીક, હવે હું જાઉં છું!" એમ કહીને તાત્યાની સ્વારી બહાર નીકળી.

"સાંવળ્યા, હું મરી ગઇ હતી કેમ ચંડાળ?"

"મ્હને-મ્હને એવું લાગ્યું મા—" રડતાં રડતાં સાંવળ્યાએ ઉત્તર આપ્યો.

"મ્હને એવું લાગ્યું મા!" આવું ગાંડપણમાં બોલી સરૂ એક ખુણામાં ભયથી ધ્રુજતી કમળજાને ઉંચકીને તેના મ્હોંપર હાથ ફેરવીને બોલી, "મ્હારી ડાહી દિકરી! બેટા, બ્હીશ નહિ!"

કમળજાએ જોરથી ડુસકાં ભરવા માંડયાં. તેને સમજાવતી સરૂ ફરીથી સાંવળ્યા પ્રત્યે બોલી, "અને તે ચંડાળ ખલાસી ક્યાં ગયો? મ્હને મારીને નાશી ગએલો લાગે છે! ઠીક થયું. મ્હારો ત્રાસ છૂટ્યો! મુઆએ બે દિવસમા મ્હારી અવદશા કરી મુકી! અને મુઆ તું પણ ક્યાં ઓછો છે? જા મુઆ ત્હારા બાપની પાછળ!"

---

## પ્રકરણ ૫ મું.

### સાંવળ્યા માટે નવીન વ્યવસ્થા.

આજનો બજારનો દિવસ હતો. સર્વત્ર ગડબડ ચાલી રહી હતી. ગરીબ-ગરબાં ગોળ, ચોખા, મીઠું, મરચું વિગેરે ચીજો ખરીદવા દુકાનદારની પાસે ગર્દી કરીને ઊભાં હતાં. કોઈ કાપડીઆની દુકાને પોતાનાં બાલબચ્ચાં સારૂ કપડાં ખરીદવામાં મશગુલ બન્યા હતા. કોઈ ઘણા દિવસે બજારમાં ભેટ થઇ તેથી એકબીજાને ખુશી ખબર પૂછતા હતા. આવી એકસરખી ધમાલ ચાલી રહી હતી.

ગત પ્રકરણમાં બનેલા બનાવને બીજે દિવસે તુકોજી ચલમ પીવાને સરૂની દુકાને આવ્યો. ત્યાં આગળ ગણોબાને ન જોયો તેથી તેણે તેના વિષે સાંવળ્યાને પૂછ્યું. આથી આગલે દિવસે બનેલો સર્વ વૃત્તાન્ત સાંવળ્યાએ તેને કહ્યો. તે જે વખતે વાત કહેતો હતો તે વખતે તેની દુકાનપર આવેલા સઘળા મનુષ્યો ટોળું વળીને સાંભળતા હતા.

“ત્યારે પછી ત્હારા પિતાએ સંન્યાસ ધારણ કર્યો ?” સાંવળ્યાની હકીકત સાંભળીને એક જણ બોલી ઉઠ્યો. આથી સાંવળ્યો ગભરાયો. સંન્યાસ એટલે શું ? એ તે સમજ્યો નહિ. ગણોબાની દાઢી અને વાળ કાપતી વખતે “જાણે કેવો સંન્યાસી ! મુઆ, મ્હારા જીવતાં આ સંન્યાસ ?” એવું રાત્રે માતા બોલી હતી તે જ તેના શબ્દ હમણાં આ ટોળીએ કહ્યા.

“મૂર્ખ, પત્ની જીવતાં કેવી રીતે સંન્યાસ લઇ શકે ?” તુકોબાએ તેને જવાબ આપ્યો. “શું કહું રાવ, ગણોબા દર્યાસાગર સરદારના વહાણપર છે, તેના વહાણપર તો સર્વ મનુષ્યોને દાઢી મૂછો રાખવી પડે છે.”

એટલામાં સરૂએ સાંવળ્યાને હાંક મારી. આ સાંભળીને, એક જણે “એ સાંવળ્યા, તને સંન્યાસીનો માર ખાવાને બોલાવે છે,” એવું કહ્યું, તે અંદરથી સરૂએ સાંભળ્યું. પછી શું ? તેણે આકાશ પાતાળ એક કર્યાં, એટલું જ નહિ પણ સાંવળ્યો અંદર જતાં જ તેણે તેને ખૂબ માર્યો. આ વાતને બે દિવસ થઇ ગયા તેટલામાં સરૂને તેના ધણીએ મારી એવી વાત આખા દવાખાનામાં પ્રસરી રહી અને જો તે ‘સંન્યાસીનો માર ખાનારી’ એવી રીતે તેને બોલાવવા લાગ્યા. ખલાસીની પત્ની એવું કહેતાં જ જેને ચીડ ચ્હડતી અને અત્યંત ગુસ્સો ઉપજતો તેને હવે આ નવું વિશેષણ મળવાથી પછી શું પૂછવું ?

“મુઆ નિર્લજ્જ પાજી, ઘરમાંની વાત બહાર કહે છે ? હરામખોર ! હું સંન્યાસીની બૈરી કેમ ? નીકળ...તું મ્હારા ઘરમાં નહિ...નીકળ, ચાલ્યો

જા અહિંથી. આવ્યો તો મુઆ લાત મારીશ! ચાલ્યો જા. આજથી ત્હારૂં મ્હોં મને ના બતાવતો. મુઆ, આજથી તું મરી ગયો એમ હું માનીશ."

તે જ દિવસે એક હરામખોરે સરૂના મ્હોંપર 'સંન્યાસીની બૈરી' એવું કહ્યું. આથી તેને એટલું બધું લાગી આવ્યું કે તેણે સાંવળ્યાને બેસુમાર માર્યો અને તેને પોતાના ઘરમાંથી હાંકી મૂકવા માંડયો! સરૂએ તેને મારીને ઘરમાંથી હાંકી કાઢયો અને બારણાં વાસી દીધાં. આથી સાંવળ્યો રડતો રડતો દવાખાનામાં તુકોજી પાસે ગયો. બીજે દિવસે તે પાછો ઘેર આવ્યો પરન્તુ સરૂએ તેને ઘરમાં પેસવા દીધો નહિ. કમળજાએ ભાઇ માટે રડીને ક્લેશ કર્યો પરન્તુ સરૂએ તે તરફ બિલકુલ લક્ષ આપ્યું નહિ. આ પ્રમાણે એક અઠવાડિયું ચાલ્યું ગયું પણ સરૂએ તેને ઘરમાં આવવા દીધો નહિ. આ જોઇને માતાના અજાણપણામાં છાનામાના ઘરમાં પેસી જવાની તુકોજીએ તેને સલાહ આપી, પરન્તુ સરૂ કેવી ઝેરીલી સ્ત્રી છે તે તે જાણતો નહોતો. આઠ પંદર દિવસ પછી તે પોતાના પુત્રને ઘરમાં રાખશે એવું તેને લાગતું હતું, પરન્તુ સરૂની બાબતમાં પોતે ખાસ કરીને ભૂલ્યો છે એવું તેને તરત જ લાગ્યું. તેણે આપેલી સલાહ મુજબ સાંવળ્યો તે દિવસે પોતાની માતાના અજાણપણામાં ઘરમાં આવ્યો, પણ તરત જ રોતો રોતો તે પાછો દવાખાનામાં આવ્યો! જે વખતે તે ઘરમાં પેઠો તે વખતે સરૂ રાંધવામાં રોકાઇ હતી. આથી તેને ઘરમાં પેસવાની હરકત પડી નહિ. ભાઇને ઘેર આવેલો જોઇને કમળજાને અતિશય આનંદ થયો. તેઓ બન્ને આનંદથી વાતો કરતાં બેઠાં. થોડી વારે સરૂએ સાંવળ્યાનો અવાજ સાંભળ્યો. આથી તે ઊઠી અને બારણાની ફાટમાંથી જોવા લાગી. સાંવળ્યાને કમળજા પાસે બેઠેલો જોઇને તેનું માથું ફરી ગયું! આથી તે ગુસ્સામાં અંદર ગઇ અને ચુલામાંથી બળતું લાકડું લઇને એકદમ બારણાં ઉઘાડીને અંદર ગઇ. માતાને જોતાં જ સાંવળ્યો ગભરાઇ ગયો અને નાશી જવા માટે માર્ગ શોધવા લાગ્યો, પરન્તુ સરૂ દ્વાર પાસે એક વાઘણની માફક ખીજવાયેલી ઊભી હતી. છતાં મનને વધારે દૃઢ કરીને સાંવળ્યો તેના અંગપર ધસ્યો એટલામાં જ સરૂએ હાથમાંનું બળતું લાકડું તેની પીઠપર જોરથી માર્યું, અને પ્રત્યક્ષ પોતાના પેટના પુત્રપર પોતાનો માતૃપ્રેમ કેટલો છે એવું બતાવી આપનારી જન્મની ખોડ તેની પીઠપર કરી!

પીઠપર સખત દાઝવાથી એક મહિના સુધી સાંવળ્યો ઇસ્પિતાલમાં પડી રહ્યો, પરન્તુ સરૂ એકે દિવસ તેને જોવા સુધ્ધાં ગઇ નહિ. આથી તેના સ્વભાવની તુકોજીને બરાબર ખબર પડી. એક મહિને સાંવળ્યો બરાબર સાજો થયો એટલે તુકોજીને ચિન્તા થવા લાગી. તે તેને તેના પિતા પાસે મોકલી દે

પણ તેનો પત્તો નહિ, અને માતા ઘરમાં પેસવા દેતી નહિ. આવી વખતે જો આપણે તેનાપર દેખરેખ ના રાખીએ તો પછી ખરાબ સોબતથી તે બગડી જાય, અને તેની જીંદગી નકામી થાય એવો વિચાર તેના મનમાં રાત દહાડો ઘોળાયા કરતો હતો. આ વખતે સાંવળ્યો લગભગ અગિયાર વર્ષની ઉમરનો હતો. છેવટે તેને દરિયાનો ભોમિયો કરીને મહારાજાના વહાણપર કામે લગાડવો એવો તુકોજીએ વિચાર કર્યો, પરન્તુ આ કેવી રીતે બને એ એક સવાલ હતો.

છ માસ સુધી સાંવળ્યો તુકોજી પાસે દવાખાનામાં રહ્યો. તેટલા વખતમાં તેણે સાંવળ્યાને બોધદાયક વાતો કહીને સારૂં કયું, ખરાબ કયું, માબાપ પ્રત્યે આપણે કેવી રીતે વર્તવું તેવી જ રીતે મહારાજા પ્રત્યે આપણું શું કર્તવ્ય છે વિગેરે બાબતોની બરાબર માહિતી આપી દીધી.

એક દિવસ એક બુઢ્ઢો તાંડેલ તુકોજીને શોધતો શોધતો દવાખાનામાં આવ્યો. આ વખતે તુકોજી સાંવળ્યાને લઇને પોતાની ઓરડીમાં બેઠો હતો. તે તાંડેલને અંદર આવતો જોઇને તુકોજી એકાએક ચમક્યો.

"કોણ સુભાનજી! અરે!" ક્ષણવાર ખોખરા અવાજે તુકોજી બોલ્યો, "સુભાનજી જીવતા ક્યાંથી? તે તો પત્ની સાથે ડુબી મુઆ! પરન્તુ મ્હારાં ચક્ષુ મ્હને છેતરતાં તો નથીને!"

"ના, તુકાજી, ત્હમે જે જુઓ છો તે સર્વ ખરૂં છે. ત્હમારી આંખો તમને બરાબર બતાવે છે, કારણ હું જ તે અભાગીઓ સુભાનજી નાયક છું."

"શું ખરેખર?" એમ બોલીને તુકોજી એકાએક ઉભો થયો, અને તે ખૂબ જોરથી સુભાનજીને ભેટી પડયો. ક્ષણ વાર બન્ને ચુપ રહ્યા. સાંવળ્યો હાથમાં ચલમ પકડીને તે બન્ને સામું ટગર ટગર જોતો ઉભો રહ્યો. થોડી વારે તેના હાથમાંથી ચલમ લઇને તુકોજીએ સુભાનજીના સામી ધરી. તે તેણે તેના હાથમાંથી લીધી પછી તુકોજી બોલ્યો, "શું કહું તમને સુભાનજી, હું સમજતો હતો કે ત્હમે અને ત્હમારી પત્ની તોફાનમાં દરિયામાં ડુબી મુઆં, કારણકે પાછળથી અમે શોધ કર્યા પ્રમાણે ત્હમારા વહાણપર ફક્ત ચૌદ જ જણાં બચવા પામ્યાં એવું હું સમજતો હતો–"

"અને હું ધારતો હતો કે અમે બે–હું અને એક ન્હાની બે વર્ષની બાળકી એ બે જ બચ્યાં–"

"શું ખરેખર? આ તોફાની દરિયામાં બે વર્ષની બાળકી બચી કહો છો? તે છોકરી કોણ છે?"

સુભાનજીએ તે બાલિકા કોણ અને તોફાન ક્યાં આગળ અને કેવી રીતે થયું, એ વાત વિસ્તારીને કહી. વિજાપુરમાંથી અફઝુલખાન આવ્યા પછી

પહેલાં મહારાજા કોંકણ કિનારાપર લઢાઈમાં રોકાયા હતા. આ લઢાઈ પુરી કરીને પાછા વળતાં જાવળીનો [1]ચંદ્રરાવ મોરે અને તેના આશ્રયથી શિવતર ખોરીમાં રહેતા દાદાજી [2]કોંડદેવ અને તે જ પ્રમાણે માવળાનો [3]બાંદલ દેશમુખ એમને હરાવતાં ચોમાસું શરૂ થયું, તેથી મહારાજાએ લઢાઈ બંધ કરી. આ લઢાઈ માટે મહારાજાનાં જે વહાણ ગયાં હતાં તે પર સુભાનજી નાયક મુખ્ય તાંડેલ અને તુકોજી કદૂ એ બીજી પંક્તિનો તાંડેલ હતો. તે વહાણપર સુભાનજીની પત્ની હતી. લઢાઇ પુરી કરીને પાછા ફરતાં આઠ દિવસ સુધી તો પવન સારો હતો. નવમા દિવસે સુસવાટાથી પવન છુટીને તોફાનની શરૂઆત

---

૧. (ઇ. સ. ૧૬૫૪–૫૮) વિજાપુરના બાદશાહના તાબાના સર્વ કિલ્લેદારને પોતાને તાબે કરીને તેઓની મદદથી સ્વરાજ્યનો વિસ્તાર કરવો એવી મહારાજાની ખાસ ઇચ્છા હતી. તે ફળીભૂત કરવા માટે મહારાજાએ પુષ્કળ કિલ્લેદારોને સમજાવીને, કેટલાકને જાગીરોનું બ્હાનું બતાવીને અને વખત આવ્યે કેટલાક સાથે યુદ્ધ કરીને પોતાના તાબામાં લઇ લીધા. તે સિવાય મહારાજાની કીર્તિ સાંભળીને આવા મહાન્ પુરૂષના હાથ નીચે રહેવા માટે ઘણાખરા કિલ્લેદારો પોતાની મેળે તેમને આવીને મળ્યા, પરન્તુ જેમની સાથે યુદ્ધ પ્રસંગ આવ્યો તે પૈકીનો એક જાવળીનો ચંદ્રરાવ મોરે હતો. મહારાજાએ ઘણીવાર તેની સાથે સલુકાઇથી વાતચીત ચલાવી જોઇ પરન્તુ તેનો કાંઇ ઉપયોગ થયો નહિ. આથી યુક્તિથી પકડીને મહારાજાએ તેને મારી નાંખ્યો અને તેના તાબાના સર્વ કિલ્લાઓ પોતાના તાબામાં લીધા.

૨. ચંદ્રરાવ મોરેના આશ્રયથી શીવતરખોરીમાં દાદાજી કોંડદેવ કરીને એક બ્રાહ્મણ રહેતો હતો. મોરેને હરાવીને મહારાજ તે પ્રાન્તમાં પોતાની સત્તા બેસાડવા લાગ્યા તેથી આ બ્રાહ્મણ સામો થઇને મહારાજાને બિલકુલ નમ્યો નહિ. તેણે આસપાસના દેશમાં બળવો ઉઠાવ્યો તેથી મહારાજાએ તેને પકડીને કેદ કર્યો.

૩. માવળામાં રોહિડા કિલ્લામાં બાંદલ દેશમુખ ઘણો બળવાન થઇ પડયો હતો. તેની ઉપર મહારાજાએ ચઢાઈ કરી. પ્રથમ તેની સાથે સભ્યતાથી વર્તી જોયું પરન્તુ તેથી તે વશ થયો નહિ. આખરે તેની સાથે લઢાઇ કરવી પડી. તે હારીને રણમાં પડયો તેથી તેના માણસો મહારાજાને શરણે આવ્યા. તેમાં બાંદલનો દિવાન બાજી પ્રભુ દેશપાંડે, સેનાપતિ અને બીજા ઘણા હુશીયાર અને બહાદુર માણસો મહારાજાની નોકરીમાં રહ્યા. તેમાં આ બાજી પ્રભુની હુશીઆરી જોઇને મહારાજા ઘણા ખુશી થયા અને તેને પોતાની એક પાયદળ ટુકડીનો સરદાર બનાવ્યો. આ સ્વામિભક્ત સરદારે મૃત્યુ સુધી નિમકહલાલીથી મહારાજાની નોકરી કરીને આખરે અલૌકિક રીતે સ્વામિ કાર્ય માટે મહારાજ પન્હાળામાંથી નાસી જતા હતા તે વખતે શત્રુને હિંમતથી રોકી રાખતાં પોતાનો દેહ પાડયો.

થઇ. તે દિવસ વહાણપરના ખલાસીઓએ મહામહેનતે પસાર કર્યો. બીજે દિવસે સવારમાં તે વહાણ એક ખડક સાથે અથડાયું! આ વખતે ખલાસીઓ મરતી વેળાની એકસરખી ચીસ પાડવા લાગ્યા. આમાં પુષ્કળ લોકોના પ્રાણની હાનિ થઇ. તુકોજી કહે અને બીજા કેટલાક ખલાસી મહા મુસીબતે બચ્યા. આ ભયંકર તોફાનમાંથી આપણે ચૌદ જ જણ બચ્યાં હોઇશું એવું તુકોજીને ભાસ્યું, પરન્તુ ખરી વસ્તુસ્થિતિ એવી નહોતી. બીજાં સાધનોથી જે બીજા ખલાસીઓ બચ્યા તેમાં સુભાનજી પણ એક પાટીયું પકડીને મહામહેનતે તરતો હતો. આ તોફાનથી આપણે બચીશું નહિ એવું તેને વારંવાર લાગતું હતું અને પોતે બચે એવી તેની ઇચ્છા પણ નહોતી. તેને આટલી બધી નિરાશા થવાનું કારણ વહાણ ભાંગતાં જ ક્ષણવાર થએલી મ્હોટી બૂમાબૂમમાં તેણે એક હૃદયભેદક ચીસ સાંભળી હતી, એ હતું. સ્વરપરથી તે ચીસ પોતાની પ્રિય પત્નીની છે એવું તેણે જાણી લીધું હતું. તે જ વખતે તેણે તે બાજુએ ફરીને જોયું તો શું? ખળભળી રહેલા સમુદ્રે તે બાજુનાં સર્વ મનુષ્યોને જાણે પોતાના વિશાળ ઉદરમાં નાંખી દીધાં ન હોય! પોતે વહાણનો મુખ્ય તાંડેલ હોઇને સંકટ સમયે જીવ આપનારા પોતાના હાથ નીચેના ખલાસીઓને બચાવી શકતો નથી એટલું જ નહિ પરન્તુ પ્રત્યક્ષ પોતાની વ્હાલી પત્નીને પણ પોતાની આંખે તોફાનમાં સપડાયેલી જોઇને તેને હાડોહાડ લાગી આવ્યું! સુભાનજી પાટીયા સાથે તરતો હતો એટલામાં સંધ્યાકાળના સુમારે પોતાની બાજુએ ઘણે છેટે કાંઈ તરતું હોય તેમ તેની દૃષ્ટિએ પડયું. પુષ્કળ શ્રમ કર્યા પછી તે વહેતું ન્હાના છોકરાના પારણાની લાકડી જેવું તેને લાગ્યું. એટલામાં મોજાંમાં તેની બાજુમાં આવેલી દોરી તેની દૃષ્ટિએ પડી. તે પોતાના હાથે પકડીને પોતાનું વજન રાખીને હળવે હળવે પારણા પાસે ગયો. તેમાં વસ્ત્રમાં લપેટેલી એક બે વર્ષની બાળકી હતી. બાલિકાને વીંટાળેલાં બધાં કપડાં તદ્દન ભીંજાઇ ગએલા હોવાથી તે છોકરી ઠંડી પડી ગઈ હતી.

મધ્ય રાત્રિના સુમારે તોફાન જરાક ઓછું થયું. આથી સુભાનજીને ધીરજ આવવા લાગી, પરન્તુ આખો દિવસ અને રાત પાણીમાં રહેલો હોવાથી ટાઢથી અકડાઇ જવાની તેને બ્હીક લાગી. આથી તેણે પારણાની લાંબી દોરી પોતાના પાટીયાપર મજબૂત બાંધી લીધી. હવે તરત જ તોફાન બંધ થશે પછી હું હરેક પ્રયત્ને કિનારે જવાનો પ્રયત્ન કરીશ એવો તેને વિચાર આવવા લાગ્યો, પરન્તુ અસહ્ય ઠંડીને લીધે અને પાણીના સખત મારને લીધે તે એટલો બધો નિર્બળ થઇ ગયો હતો કે તે તરત જ બેશુદ્ધ થયો!

"ઇશ્વરની લીલા કેવી અગાધ છે તે જુઓ!" તોફાનમાં બનેલા બનાવની સર્વ હકીકત કહીને સુભાનજી તુકોબાને કહેવા લાગ્યો, "આવા ભયંકર તોફાનમાં બે વર્ષની ન્હાની બાળકી સુરક્ષિત રહે એ નવાઇ જેવું નહિ?"

"શું કહો છો રાવ, ત્હમારૂં અને મ્હારૂં અભિમાન ઉતારવા માટે તો આ ઇશ્વરનો ખેલ છે! ઠીક, પછી શું થયું?"

"બીજે દિવસે અમે બન્ને વહેતાં વહેતાં વસાઇની ખાડીમાં ગયાં. એટલામાં અમારી ટોળીએ અમને ખેંચી લીધાં. આ તોફાનમાં સપડાઇને તણાઇ આવેલા અઠ્ઠાવીસ જણને તે લોકોએ કિનારાપર ખેંચી કાઢ્યા પરન્તુ તેઓ પૈકી ફક્ત અમે બે જણ જીવતાં રહ્યાં હતાં."

"ત્યારે તો તે છોડીનાં માતાપિતાનો પત્તો તમને ન લાગ્યો?"

"ના. મેં બહુ શોધ કરી, પરન્તુ પત્તો લાગ્યો નહિ. ઘણું કરીને અમારા જેવું જ બીજું કોઇ વહાણ તોફાનના ઝપાટામાં આવી ગયું હશે; બાકી કપડાં ઉપરથી અને તે રંગીન લાકડાના પારણા ઉપરથી તે છોકરી કોઇ ઊંચા ખાનદાનની લાગતી હતી. એ તોફાનમાં મારી સ્ત્રી ગઇ, પણ પરમેશ્વરે મને આ બાળકી આપી. હવે આ મારી મોહના વિના મારૂં બીજું કોઇ નથી."

સાંવજ્યો પાસે બેસીને લક્ષપૂર્વક તેની વાત સાંભળતો હતો. સુભાનજીએ પોતાની હકીકત કહીને ફરીથી એક વાર ચલમ સળગાવી. તુકોજીએ ચલમ પીતાં પીતાં કહ્યું, "શું કહું તમને સુભાનજી, ઇશ્વરના મનમાં એમ હશે તેથી આવી અકલ્પિત રીતે ભેટ થઇ, પણ કહું છું રાવ, તમને આટલા વર્ષે મ્હારી ખબર શી રીતે પડી?"

"તુકોજી, મ્હારી પત્નીના ગયા પછી સર્વ બાબતમાં મ્હારૂં ચિત્ત હમેશાં ઉદાસ રહે છે. આજ છ સાત વર્ષથી હું વસાઇની ખાડી મુકીને ક્યાંય ગયો નથી."

"ખરેખર! પણ શું કહું તમને રાવ, મ્હને પણ તેનો પુરેપુરો અનુભવ છે! એકવાર મન ઉઠ્યું કે પછી તદ્દન વૈરાગ્ય આવે છે!"

"હાલમાં મહારાજાનું વહાણ અમારી વસાઇની ખાડીમાં આવ્યું છે. તમને ખબર હશે જ કે મહારાજા સુરતપર ચઢાઇ કરવાનો વિચાર કરે છે! તે વહાણપરનો તાંડેલ દરરોજ મ્હારી પાસે આવે છે. આજ છ સાત વર્ષથી મ્હેં વસાઇની ખાડી છોડી નથી તેથી બહાર શું બને છે તેની મ્હને ક્યાંથી

ખબર હોય ? ભલે તે હોય. હું આ બીજી વાત પડતી મુકું છું, પરન્તુ પ-રમ દિવસે વાત કરતાં એક તાંડેલે આ ત્હમારા દવાખાનાની અને ત્હમારી વાત મ્હને કહી. આથી મ્હારો જીવ સ્થિર રહ્યો નહિ. કેટલું થયું આપણે એક જ વહાણુપર સુખમાં દિવસો કાઢેલા ! આથી મ્હારો જીવ કેમ રહે ? મોહનાને ઘેર મુકીને હું તરત જ નીકળ્યો. હવે ત્હમારી શી ખબરો છે તે કહો." એમ કહીને સુભાનજીએ ચલમ હાથમાં લીધી.

તુકોજી પોતાની હકીકત ક્રમે ક્રમે કહીને તે સાંવળ્યાની હકીકત કહેવા લાગ્યો, "શું કહું તમને રાવ ! આ છોકરો બહુ હુંશીયાર છે ! મ્હેં આ છોકરા માટે યોજેલી બાબતની શી વ્યવસ્થા કરવી તે મ્હને કાંઇ સુજતું જ નથી !"

"ત્હમે શી વ્યવસ્થા કરી છે ? મ્હને કહો એટલે હું જોઉં કે હું કરી શકીશ કે નહિ !"

"વ્યવસ્થા એટલે બીજું કાંઇ નહિ, ફક્ત તેને દરિયાનો ભોમિયો બ-નાવીને મહારાજના કામે લગાડવો."

"એટલું જ ને ? ત્યારે તો એમાં શું છે ? તેને મ્હારી સાથે મોકલો. હું જાઉં છું તે તેને મ્હારી સાથે લેતો જાઉં. કેમ સાંવળ્યા, ત્હારો શો વિચાર છે ?"

"હા."

"મ્હારે ઘેર રહીશને ?"

"હા."



## પ્રકરણ ૬ ઠું.

---

### સાંવળ્યાનું સાહસ.

પૂર્ણિમાની રાત્રી હતી. તદ્દન સ્વચ્છ પ્રકાશ પડતો હતો. ઉંચા ઉછળતા સમુદ્રના જળપરથી આરોગ્યદાયક શાન્ત પવન મનને આલ્હાદ આપતો હતો. આવી શાન્ત વેળાએ વસાઇની ખાડી પાસે પોતાની ન્હાની ઝુંપડીમાં એક ધાબળીપર સુભાનજી ચલમ પીતો બેઠો હતો. પાસે જ મોહના અને સાંવળ્યો સુભાનજીની વાતો એક ચિત્તે સાંભળતાં હતાં. સાંવળ્યો હાલ ચૌદ વર્ષનો થયો હતો. મોહના તેનાથી થોડી ન્હાની હતી. તે સુભાનજીને પોતાનો પિતા સમજતી. તેનાપર બાલ્યાવસ્થામાં જ આવેલી આફતની સુભાનજીએ તેને ખબર કહી નહોતી. આપણા કથાનાયકને સુભાનજી પાસે આવી રહ્યાને લગભગ ત્રણ વર્ષ થયાં. તેટલા સમયમાં મોહનાની અને તેની ગાઢી દોસ્તી જામી. રોજ સ્હવારે સુભાનજી તેને વહાણપર લઇ જઇને હલેસાં કેવી રીતે મારવાં, સુકાન કેવી રીતે ફેરવવું, તારાઓ પરથી દિશાઓ કેવી રીતે ઓળખવી, સઢ કેવી રીતે ઉતારવો, પાણીની અંદર કેવી રીતે તપાસ કરવી, વિગેરે અનેક દરિયાને લગતાં કામની તેને માહિતી આપતો હતો. બે વર્ષમાં તો તે તે કામમાં ઘણો જ કાબેલ થઈ ગયો. હવે તો તે સમુદ્રમાં એકલો જ વહાણ હંકારતો હતો. કોઈ કોઇ વાર તો તે મોહનાને લઇને પાણીમાં બે ચાર માઇલની સફર કરતો. આવી રીતે જ્યારે તેના નવીન આયુષ્યક્રમની શરૂઆત થઇ હતી, ત્યારે તેને રોજ ઘર સાંભરવા લાગ્યું. બે ચાર મહિને તેને લઇને સુભાનજી કોલાબે આવતો. પહેલાં ત્રણ ચાર વાર સુભાનજી તેની સાથે આવ્યો પછી તો તે એકલો જ કોલાબે આવવા લાગ્યો. આ બે અઢી વર્ષમાં સાત આઠ વખત તે કોલાબે ગયો; પરન્તુ એક જ વાર તે બન્ને ભાઇ બ્હેનની સાધારણ ભેટ થઇ. સાંવળ્યો ઘેર આવે નહિ એવો સરૂએ પાકો બંદોબસ્ત કર્યો હતો. પોતાના પુત્રનો તેને આટલો બધો ધિક્કાર આવવાનું કારણ શું હશે તે તો તેને જ માલુમ! સાંવળ્યો જ્યારે જ્યારે કોલાબે જતો ત્યારે ત્યારે તે ઘણી વખત પોતાની માતાની દુકાન સામે ડોકીયાં કરતો. એક વખત પણ સરૂએ તેને પાસે બોલાવ્યો નહિ. ઉલટી જો કમળજા તેની પાસે હોય તો તે તેની દૃષ્ટિએ પડે નહિ માટે તેને તે ઘરમાં સંતાડી દેતી. આવી રીતે ઘણી વખત ઘેર નજર કરીને બિચારો સાંવળ્યો દવાખાનામાં જઇને તુકોજી પાસે બેસતો.

આજે સુભાનજી પાસે સાંવળ્યો બેઠો હતો, તે વખતે તેણે કોલાબે જવાની વાત કાઢી. આથી સુભાનજી બોલ્યો, "ત્હારી મરજી છે તો જા, હું ક્યાં ના કહું છું? પણ ત્હારે જવાનું કાંઇ પણ કારણ નથી. આજસુધીમાં આઠ દસ વખત તું જઇ આવ્યો છે, પરન્તુ એકે વખત ત્હારી માતાએ તને બોલાવ્યો છે?"

એટલામાં શંભુ ગોંધળે લંગડાતો લંગડાતો ત્યાં આવ્યો.

"રામ રામ સુભાનજીભાઇ, કેમ શું કરો છો? આજ થોડો વખત અહિંયા બેસું કે નહિ! ચાંદની પણ ઝાંખી પડવા આવી. અહિં થોડો વખત બેસીને મહારાજાના ગુણ ગાઉં!"

"ઠીક છે, બેસ થોડો વખત. આ છોકરો પણ સાંભળશે, અને આ સાંવળ્યાને તો ક્યારનો ત્હારાં ગીત સાંભળવાનો શોખ છે. પણ કેમ શંભુ, હવે ત્હારા પગે કેમ છે?"

"હજી બરાબર નથી. પણ ઘરમાં બેસી રહેવાથી જીવ કંટાળી ગયો, તેથી મ્હેં કહ્યું કે ચાલો સુભાનજીભાઇ પાસે!"

આમ બોલીને શંભુ ઊભો થયો, અને પોતાનું હથિયાર લાવવા માટે તેણે ઘર તરફ લંગડાતા લંગડાતા જવા માંડ્યું. આ શંભુ મહારાજાના લશ્કર સાથે એક લઢાઇમાં ગયો હતો. જયપુરના રાજા [1]જયસિંહને ભરૂંસે મહા-

---

૧. મહારાજાએ પોતાના વહાણની મદદથી મક્કે જનારા મોગલ અને મુસલમાન યાત્રાળુઓનાં વહાણ લુંટવાનું શરૂ કર્યું, તેથી ઔરંગઝેબ બાદશાહને ઘણો સંતાપ ઉપજ્યો. પોતાના ધર્મ વિરૂદ્ધ વર્તણુક કરનારનો એકદમ નાશ કરી નાંખવો એવો નિશ્ચય કરીને મિર્ઝારાજા જયસિંગ અને દિલેરખાનને ઇ. સ. ૧૬૬૫ માં દિલ્હીથી મોકલ્યા. જયસિંગની સાથે એંશી હજાર બહાદુર અને કેળવાએલા સિપાહીઓની ફોજ હતી, અને તે જાતે પણ ઘણો હુંશિયાર યોદ્ધો હતો. જયસિંગ જેવા દક્ષ અને યુદ્ધમાં કેળવાએલા વીર આગળ પોતાની કાંઇ પણ યુક્તિ ચાલવાની નથી એવી મહારાજાની ખાત્રી હતી. તેથી આગળ શું કરવું એ વિચારમાં મહારાજા હતા તે વખતે તેમના અંગમાં દેવી આવી અને તેમને એવું કહ્યું કે, "બેટા, આ વખતે ઘણો વિકટ પ્રસંગ છે. જયસિંગનો પરાજય ત્હારા હાથે થવાનો નથી. તેને ત્હારે મળવું પડશે અને દિલ્હીના બાદશાહને મળવા જવું પડશે. ત્યાં તને કઠણ પ્રસંગ પ્રાપ્ત થશે, પરન્તુ હું ત્હારી સાથે રક્ષણ માટે આવું છું. તને સંકટમાંથી છોડાવીને પુનઃ ત્હારા રાજ્યમાં લાવીશ. રાજા, તને વિજયી કરીશ. આ માટે તું બિલકુલ ચિન્તા કરીશ નહિ." આ સર્વ વાક્ય ચિટણીસે લખી રાખ્યા અને મહારાજાના સાવધ થયા પછી વાંચી બતાવ્યા.

રાજા [1]દિલ્હી ગયા તે પહેલાં તેમની સાથે આવેલા દિલેરખાન[2] સરદારે પુરંધરના કિલ્લાને ઘેરો ઘાલ્યો હતો. આ ઝપાઝપીમાં શંભુ ગોંધળેના પગપર મ્હોટો જખમ થયો હતો. પાછળથી મહારાજાના દિલ્હી ગયા પછી શંભુ ઘેર આવ્યો હતો. તેણે પોતાના જાતિ ગુણોવડે પુષ્કળ સરદારો પાસેથી બક્ષિસો મેળવી હતી. શાસ્તાખાન–બાદશાહનો મામો પુનામાં છાવણી નાંખીને પડયો હતો તે સમયે મહારાજાએ લગ્ન છે એમ કહીને જાન કાઢી. આ જાનમાં શંભુએ પોતાની શરણાઇથી દરેકને સ્ફુર્તિ આપી અને મહારાજાએ કાઢેલી જાનને યશસ્વી બનાવી દીધી. તે વેળાએ મહારાજાએ પોતાના માણસોને જે બક્ષિસ વહેંચી તેમાં શંભુને શાલ પાઘડી મળી હતી.

થોડી વારમાં શંભુ પોતાની શરણાઇ અને કડાં લઇને આવ્યો. તેના હાથમાં કડાં જોતાં જ ખાડીમાંના સર્વે મનુષ્યો તેની આસપાસ ભેગાં થઇ ગયાં. થોડી વારે સર્વે સામગ્રી તૈયાર કરીને શંભુએ ગાવાની તૈયારી કરી. મધ્ય રાત્રિસુધી શંભુએ સરસ ગાયન ગાઇને સર્વનાં મન રંજન કર્યા.

બીજે દિવસે સાંવળ્યો કોલાબે ગયો, પરન્તુ માતા તેને મળી નહિ, અને કમળજા પણ તેને મળી નહિ. એક બે વાર તુકોજીએ જાતે જઇને સરૂને સમજાવવા પ્રયત્ન કર્યો, પરન્તુ તેણે "સાંવળ્યો મ્હારો પુત્ર નહિ, તેની માતા નહિ" એવો જવાબ આપ્યો. આથી તેણે તેનું નામ મુકી દીધું. માતાની દુકાનપર જતાં કંટાળીને સાંવળ્યો દવાખાનામાં આવ્યો. એ વખતે કુર્લા પ્રાન્તના સુબા પાસેથી એક જાસુસ પત્ર લઇને દવાખાનામાં આવ્યો હતો. મહારાજા દિલ્હી ગયા પછી કોંકણ પ્રાન્તમાં ફિરંગી અને શિદ્દી વચ્ચે ખટપટ જાગી હતી. તેઓ વગર અચકાયે ગામમાં પેસીને બાયડીઓને પકડીને તેમને ગુલામ તરીકે વેચી મારતા. કુર્લાના સુબાએ જાસુસ સાથે સંદેશો

---

૧. દિલ્હીમાંથી મહારાજાએ પોતાનો છુટકો કેવી રીતે કર્યો તે બધી હકીકત બહુશ્રુત છે.

૨. દિલેરખાન સરદારને જયસિંગ સાથે તે હિન્દુ હોવાથી મહારાજ સાથે મેળાપ થાય તેપર દેખરેખ રાખવાને ઔરંગઝેબે ખાસ કરીને મોકલ્યો હતો. પછી જયસિંગે મહારાજા સાથે કરાર કરીને તેમને દિલ્હી લઇ જવાનું નક્કી કર્યું પરન્તુ આ વાત તેને પસંદ પડી નહિ. તેણે રાજાના પુરંદર કિલ્લાને ઘેરો ઘાલ્યો. આ કિલ્લાની સત્તા મુરાર બાજી નામના સરદાર પાસે હતી. તેણે લડાઇમાં પોતાની ઘણી બહાદુરી બતાવી. તેણે ખાનનાં મનુષ્યોને કેટલીકવાર નસાડી મુક્યાં, પરન્તુ ખાનની પાસે પુષ્કળ સૈન્ય હોવાથી તેનો ઇલાજ ચાલ્યો નહિ, છતાં પણ તે બહાદુર નર ઘણા આવેશથી લડતો હતો. તેના વિષે એવી વાત કહેવાય છે કે તેનું મસ્તક કપાયા પછી એકલા ધડે કેટલાક યવનોની કતલ કરી નાંખી.

મોકલ્યો તેમાં આ જ હકીકત હતી. "ફિરંગીએ કુર્લા પ્રાન્તમાં પેસીને બ્રાહ્મણો અને બીજાઓ મળીને વીસ બાવીસ માણસોને પકડયાં છે. હમણાં તેઓની પકડવાની હીલચાલ ચાલુ જ છે. ગામનાં માણસો ઘર બહાર જઇ શકતાં નથી માટે થાણામાંથી તેનો બંદોબસ્ત કરો અને અમારી કુમકે વહાણ મોકલો."

પત્ર વાંચીને મુખ્ય મંડળી એકત્ર થઇને વિચાર કરવા લાગી. આ વેળાએ મુંબઇ બંદરમાં બિલકુલ નૌકાખાતું નહોતું એવો વિચિત્ર સમય હતો! છેવટે સાત આઠ જણ વહાણ લઇને જવા તૈયાર થયા. તેની અંદર તુકોજીએ સાંવળ્યાને પણ મોકલ્યો. આથી સાંવળ્યાને કેટલો આનંદ થયો હશે! મહારાજાની નૌકાપર તાંડેલ થવાને તે ઘણો ઉત્સુક હતો. આવી રીતે વહાણપર જવાનો આ તેનો પહેલો પ્રસંગ હતો. થોડી જ વારમાં વહાણ તૈયાર કરીને તે પર યુદ્ધની સામગ્રી ભરી દીધી. એક તોપ પણ વહાણપર ચઢાવી દીધી. તે પર એકંદર દસ જણ હતા. સઢ ચઢાવતાં જ તુકોજીએ સાંવળ્યાને કહ્યું, "સાંવળ્યા, આજ ત્રણ વર્ષથી તું સુભાનજી નાયક પાસે રહે છે. હવે જોઉં છું કે તું વહાણપર કેટલો હુંશીયાર થયો છે?"

સાંવળ્યાએ કાંઇ પણ ઉત્તર આપ્યો નહિ. પોતાથી જે થાય તે કરી બતાવવું, બોલી ન બતાવવું એવો તેને તેના ગુરૂનો ઉપદેશ હતો. સંધ્યાકાળના સુમારે તેઓનું વહાણ મજગાંવની ખાડીમાં આવ્યું. અહિં ફિરંગીના વહાણની સાથે તેઓને કજીયો થયો. શત્રુનું વહાણ જોતાં જ થોડી વારમાં પોતાના વહાણપર બરાબર વ્યવસ્થા કરીને તુકોજીએ તોપ મારવાનું કહ્યું. આથી એક તાંડેલ આગળ આવ્યો. તે તોપ છોડવાનું ચુકે છે એવું જોઇને સાંવળ્યાથી ચુપ બેસી રહેવાયું નહિ. તે આગળ આવીને બોલ્યો, "સબુર, સબુર, આવી રીતે મારેલી તોપ નકામી જશે. મ્હારી પાસે લાવો, હું બરાબર દિશામાં છોડીશ."

આવડો ન્હાનો છોકરો પોતાની ભૂલ કાઢે એ તે તાંડેલને ગમ્યું નહિ. તેણે ગુસ્સાથી સાંવળ્યાને બાજુપર ધકેલી દીધો, પરન્તુ આ સર્વ પ્રકાર તુકોજી જોતો હતો. તે બોલ્યો, "તેને મારવા દે! તે છોકરો તોપ કેવી રીતે ફોડે છે તે મ્હને જોવા દે, છો જતી ખાલી! હં, સાંવળ્યા શરૂ કર!"

સાંવળ્યાએ તોપની દિશા જરાક ફેરવીને પછી સળગાવી. આથી પાસેનું પાણી જરાક ઉંચું ઉછળ્યું અને ફિરંગીના વહાણના બરાબર મધ્ય ભાગમાં આબકું પડયું! તે જોઇને વહાણપરના પ્રત્યેકને અને તેમાં ખાસ કરીને તુકોજીને તો વિશેષ આનંદ થયો. ફરીથી દારૂગોળો ભરીને તોપ તૈયાર થાય

એટલી વારમાં ફિરંગીનું વહાણુ તેઓની નજદીક આવી પહોંચ્યું. તેઓના વહાણુમાં ગાબડું પડવાથી શત્રુમાં ઘણી ગડબડ થઇ રહી હતી તોપણુ તેઓ બહાદુરીથી પોતાનું વહાણુ મરાઠાના વહાણુ પાસે લાવ્યા. પછી તો હાથોહાથપર વાત આવી! શત્રુઓ પુષ્કળ હોવાથી તેઓમાંથી ઘણુકે સમુદ્રમાં પડતું નાંખીને ચારે બાજુથી મરાઠાના વહાણુપર ચઢવાની શરૂઆત કરી. સાંવળ્યો ઘણી જ બહાદુરીથી પોતાની બાજુ સંભાળવા લાગ્યો. તેણે થોડી જ વારમાં પોતાના હાથમાંના હથિયાર વડે આઠ દસ મનુષ્યોને ઘાયલ કરી સમુદ્રમાં ધકેલી દીધા! એટલામાં શત્રુમાંના એકે પાછળથી તેના હાથપર ફટકો મારીને તેને નિઃશસ્ત્ર બનાવી દીધો. સાંવળ્યાએ પાછું વાળીને જોયું તો પોતામાંના છ જણુને પડેલા દીઠા અને બાકીના તુકોજી સુદ્ધાં ત્રણુ જણુ પોતાના જેવા જ નિઃશસ્ત્ર!

મહા મહેનતે ફિરંગીઓ પોતાનું ભાગેલું વહાણુ મરાઠાના વહાણુ સાથે બાંધીને મજગાંવની ખાડીમાં લાવ્યા. તેઓના વહાણુપર કુર્લા પ્રાન્તમાંથી પકડી આણેલા બાવીસ પુરૂષો તથા ત્રણુ સ્ત્રીઓ અને તે ઉપરાંત ગાડી લુંટી લાવેલો કિમતી સામાન હતો. તેઓએ સર્વ સામાન અને કેદીઓને કિનારે ઉતાર્યા. હવે વહાણુ દુરસ્ત થાય ત્યાંસુધી કેદીઓને અને માલને ક્યાં આગળ મુકવો એ સવાલ ઉભો થયો, એટલામાં રાત પણુ પડી. છેવટે પાસે જ આવેલા દેવળમાં—રોમન કેથોલીક ચર્ચમાં—રાત સુધી કેદીઓને રાખવાનો વિચાર કર્યો. તે ચર્ચ ખાડીથી પા માઇલને છેટે હોઇને તેની આસપાસ પચીસ ત્રીસ ફીટ ઉંચી ભીંતો હતી. તેની ચારે બાજુએ સળીઆ જડેલી ચાર બારીઓ અને મોખરામાં એક જ દરવાજો હતો. સર્વ કેદીઓને બરાબર રીતે અંદર લાવ્યા પછી પહેરાનો બંદોબસ્ત કરીને કેટલાક ફરીથી વહાણુ દુરસ્ત કરવા માટે ગયા. આ સર્વ બનાવ બન્યો ત્યાંસુધી આપણો કથાનાયક ચુપ બેસી રહ્યો નહોતો. તેણે નાસી જવાનો કાંઇ માર્ગ છે કે નહિ, દરેક બારી પાસે કેટલા માણુસોનો પહેરો છે, તેઓના લુંટી લાવેલા માલમાં શી શી કિંમતી ચીજો છે તે વિગેરેનો તપાસ કર્યો.

"સાંવળ્યા, તને શું કહું, પ્રસંગ બહુ કટાકટીનો આવ્યો છે! જો ફિરંગીનું વહાણુ તૈયાર થાય ત્યાંસુધીમાં આપણુને મદદ મળશે કે નાસી જવાનો માર્ગ શોધીશું તો આપણો છુટકો થશે. નહિતો સાંવળ્યા! પ્રસંગ ઘણો—ઘણો બારિક છે!!" કુર્લા પ્રાન્તમાંથી કપાળે હાથ દઇ બેઠેલા કેદીમાં નિરાશ થઈ બેઠેલા તુકોજીએ કહ્યું.

"મદદ મળવી તો અસંભવિત છે. આપણે જ જો કાંઈ હાથપગ

હલાવીએ તો!" સાંવળ્યો બોલ્યો, "પણ તુકોજી બાબા, ત્હમારી પાસે ચકમક છે?"

"સાંવળ્યા, ક્યાંથી ચકમક લઇને બેઠો હોઉં? શું કહું તને બેટા, ચલમ માટે તો જીવ તલપાપડ થયા કરે છે પણ હવે-" તુકોબાના મુખમાંથી તદ્દન નિરાશાનો ઉદ્દગાર નીકળી પડયો!

સાંવળ્યાએ બાકીના કેદીઓને ચકમક માટે પૂછ્યું. સુદૈવે એક જણ પાસેથી ચકમક મળી આવ્યું તે જોઇને તુકોજીને આનંદ થયો. હવે કોઇની પાસેથી તમાકુ પણ મળશે એવું તેને લાગ્યું, પરન્તુ સાંવળ્યાનો કાંઇ જુદો જ વિચાર હતો. તેણે સર્વ કેદીઓને પાસે બોલાવીને કહ્યું, "અત્યારે આપણે સર્વ સંકટમાં સપડાએલા છીએ. જો આજની રાતમાં આપણો અહિંથી છુટકો થશે નહિ, તો આવતી કાલે ફિરંગી લોક આપણને દૂર દેશમાં લઇ જઇને ગુલામ તરીકે વેચી દેશે. આમાં ત્હમારી શું ઇચ્છા છે? અહિંયા રહીને ગુલામ થવું છે કે અહિંથી નાસી જવું છે?"

તત્કાળ સર્વેએ નાસી જવાની પોતાની મરજી જણાવી. ગુલામ થવા કરતાં સ્વતંત્રતા માટે જીવ જાય તો ખેર એવું પ્રત્યેક જણ બોલવા લાગ્યો! દરેક જણની હા છે એવું જોઇને સાંવળ્યો બોલ્યો, "ઠીક, ત્યારે મ્હારો વિચાર શો છે તે હું જણાવું છું. આપણે એકંદર ત્રીસ જણ છીએ, પરન્તુ આપણાથી માત્ર આપણો છુટકો કરીને જ જવાશે નહિ. આ અહિંયા આપણા દેશમાંથી ફિરંગીઓએ લુંટી લાવેલો મહારાજાનો મૂલ્યવાન સામાન છે, તે પણ આપણે સાથે લેવો જોઇએ. બહાર દરેક બારી આગળ બબે પહેરેગીર અને દરવાજા આગળ પાંચ જણ છે. આથી દરેકથી લેવાય તેટલો સામાન આ પાછળની બારી પાસે લઇ જઇ તૈયાર કરવો જોઇએ. હું આ ખુણામાં પડેલાં જુનાં લાકડાંનો દરવાજા પાસે ઢગલો કરીને સળગાવી દઉં છું. આગ બરોબર લાગતાં જ આપણે સર્વેએ દરવાજા તરફ ધસવું એટલે સર્વ પહેરેગીરો દરવાજા પાસે આવશે. એટલામાં સાત આઠ જણાએ મળીને પાછળની બારી તોડી નાંખીને પ્રથમ પેલી સ્ત્રીઓને બહાર કાઢીને મહારાજાનો સામાન બહાર લઇ જવો, અને દેવળની પાછળ વળીને ડાબી બાજુએ આપણું વહાણ છે, ત્યાં જઇ પહોંચવું."

સાંવળ્યાની આ સરળ યુક્તિ જોઇને તેઓની ખાત્રી થઇ કે તે સફળ થશે. તુકોજી ખુણામાં બેસીને આ તેનું ભાષણ સાંભળતો હતો, તેને સાંવળ્યાની બુદ્ધિ જોઇને આનંદ થયો. આટલી વાર સુધી તો તે તદ્દન નિરાશામાં બેઠો હતો એટલામાં સાંવળ્યાની યુક્તિ સાંભળીને તે એકદમ ઉભો થયો.

થોડી જ વારમાં આપણા કથાનાયકે યોજેલી યુક્તિ અમલમાં આણવાની શરૂઆત થઇ. સર્વે તૈયારી શાન્તપણે થતી હોવાથી સાંવળ્યાએ બીજા લોકોની સહાયતાથી લાકડાં સળગાવવાની શરૂઆત કરી. થોડી જ વારમાં આગનો ભડકો થયો, એટલામાં એકદમ 'આગ, આગ' એવી એકસરખી કીકીયારી આ માણસોએ પાડી મેલી! આથી સાંવળ્યાના કહ્યા પ્રમાણે બારી આગળનાં પહેરેગીરો દરવાજા પાસે આવતાં જ અંદરના મનુષ્યોએ એકદમ બારી તરફ ધસારો કરીને ક્ષણવારમાં પોતાનો માર્ગ મોકળો કર્યો. આ ઘણો જ કટોકટીનો સમય હતો. સ્ત્રીઓને બહાર કાઢીને બાકીના સર્વે મનુષ્યો લુંટનો સામાન લઇને ઝપાટાબંધ બહાર નીકળવા લાગ્યા. ફિરંગીમાં એકસરખો ગભરાટ ઉઠી રહ્યો. આટલી મહેનતે મેળવેલી લુંટ પહેલાં તો આગમાંથી બહાર કાઢવાની ખટપટ ચાલી. આગની ઉંચી જ્વાળાઓ જોતાં અને તેઓની બુમો સાંભળતાં જ ખાડીમાં વહાણ દુરસ્ત કરવામાં ગુંથાએલા સર્વે મનુષ્યો હાથમાંનું કામ પડતું મુકીને દેવળ તરફ દોડી આવ્યા. તેટલી વારમાં આપણો કથાનાયક બીજી બાજુએ પોતાની મંડળી સાથે સુરક્ષિતપણે વહાણપર આવ્યો!

"સામાન આપણા વહાણપર મુકો અને અહિંથી ચાલો. આ ફિરંગીના વહાણપર શું છે તે જોઇએ અને તેમનું વહાણ ડુબાડી દઇએ!" સાંવળ્યાને ઘણો જ ઉત્સાહ વ્યાપ્યો હતો. તેનો હુકમ સાંભળતાં જ ફિરંગીઓનું વહાણ લુંટવાનો આરંભ થયો. જોતજોતાંમાં ફિરંગીનું વહાણ લુંટીને ડુબાડવાની શરૂઆત થઇ!

હવે પકડાવાની તેને બિલકુલ બ્હીક નહોતી. થોડી વારે તેનું વહાણ ડોલતું ડોલતું ખાડીમાં જવા લાગ્યું. પોતે છેવટે ફત્તેહ પામ્યા તે બતાવવા માટે વહાણપરથી "શ્રી શિવાજી મહારાજની જય" એવો મંગળ જયઘોષ શરૂ થયો. તેના વહાણપર પચીસ હજારનો મહારાજાનો લુંટાએલો માલ અને તે સિવાય ફિરંગીના વહાણપરનો સર્વે દારૂગોળો અને શત્રુઓની એકસો સાઠ બંદુકો હતી. સૂર્યોદયના સુમારે વહાણ કોલાબાના કિનારે આવ્યું. સર્વે મંડળી દર્યાખાનામાં આવતાં જ સાંવળ્યાના સાહસની વાત પવન વેગે સર્વત્ર પ્રસરી રહી. જે તે તેના સાહસની અત્યંત પ્રશંસા કરવા લાગ્યું. ફિરંગીના હાથમાંથી છોડાવેલી સ્ત્રીઓમાં જનાબાઇ નામની એક ત્રીસ પાંત્રીસ વર્ષની સ્ત્રી હતી. તેણે પ્રેમથી સાંવળ્યાના મ્હોંપર હાથ ફેરવીને પોતાના લમણે ટચાકા ફોડયા, અને તેની પાસે જઇને બોલી, "બેટા, મ્હારપર જે ઉપકાર તેં કર્યો છે તેનો બદલો મ્હારાથી કદી વળાય એમ નથી; છતાં માત્ર હું તને

મરતાં સુધી વિસરીશ નહિ. હવે હું આ લોકો સાથે પાછી કુર્લા જઈશ, પરન્તુ જો તું કદી ચેઉલની ખાડીમાં આવે તો મ્હને મળ્યા સિવાય રહેતો નહિ."

સાંવળ્યાએ તેનું કહેવું કબૂલ કર્યા પછી તે પાછી બોલીઃ "જા બેટા, આવા જ પરોપકારી કાર્ય કરવા માટે તને ઇશ્વર દીર્ઘાયુષ આપો!"

તે દિવસે સાંવળ્યાએ બતાવેલું સાહસ અને તેણે યોજેલી યુક્તિ જોઇને તુકોજીને સાંવળ્યા માટે વિચાર થવા લાગ્યો. સાંવળ્યો અસામાન્ય ધૈર્યવાળો અને યુક્તિવાળો છે, જો તેને મહારાજાના વહાણપર જગ્યા મળે તે જરૂર તે નામ કાઢે, એવી તેને ખાત્રી થવા લાગી.



## પ્રકરણ ૭ મું.

### નૌકાપરની પદવી.

પોતાના સાહસવડે સાંવળ્યાએ સર્વને છક કરી નાંખ્યા તેમાં શંકા નહોતી. કુર્લાના સુબાએ સર્વ હકીકતનો પત્ર લખીને સચીવ સાથે મોકલ્યો, તેમાં સાંવળ્યાએ કરેલા કામની માહિતી હતી, પરન્તુ દવાખાનામાંથી તુકોજીએ જે પત્ર મોકલ્યો તેમાં તેણે પોતે જોએલી સાંવળ્યાની બહાદુરી અને કલ્પના શક્તિની સંપૂર્ણ હકીકત હતી. આ સમયે મહારાજા રાયગઢમાં હતા. તેમને ઉપરોક્ત પત્રની હકીકત સચીવ પાસેથી જાણીને પોતાના બાળ તાંડેલ વિષે કૌતુક લાગ્યું. થોડા જ દિવસમાં તેમની તરફથી સાંવળ્યાને સો મહોરનું ઈનામ પત્ર અને માયનાક સરદારના વહાણપર તાંડેલની જગ્યા મળી.

પોતાને મહારાજાએ ઇનામ અને પદવી આપી એવી ખબર મળતાં જ તેને અત્યંત આનંદ થયો. સુભાનજીએ તેને પોતાના ઘેર લાવતી વખતે તેની હુંશીયારી વિષે તુકોજીને અનેક વાતો કરી હતી. તે જ વખતે સુભાનજીએ સાંવળ્યા માટે સારી આશા રાખી હતી કે આગળ જતાં આ છોકરો નક્કી સારી પાયરીએ ચઢશે. તેની સત્યતા બતાવવા માટે કે કેમ સાંવળ્યાએ ગત પ્રકરણમાં વર્ણન કરેલું સાહસ બતાવીને મહારાજા પાસેથી ઇનામ પત્ર અને જગ્યાનો હુકમ મેળવ્યો. તુકોજી આ બક્ષિસપત્ર અને જગ્યાનો હુકમ લઇને સુભાનજી પાસે આવ્યો. પરસ્પર કુશળ સમાચાર પૂછીને સાંવળ્યાને પાસે ખેંચીને તુકોજી બોલ્યો, "શું કહુ તને સાંવળ્યા, અહિંયા આવ્યા પહેલાં મહારાજા તરફથી આવેલા આ બન્ને પત્રો લઇને હું જાતે ત્હારી માતા પાસે ગયો અને તેને તે દિવસની સર્વ હકીકત કહી, પરન્તુ તેનાથી તેને બિલકુલ આનંદ થયો નહિ. ઉલટું તેણે મ્હને કહ્યું, 'તે હરામખોરને ઇનામ મળે કે મ્હોટી સરદારી મળે તે વિષે મ્હને બિલકુલ કહેતા નહિ.' એટલું જ બોલીને તે છાની રહી નહિ–"

"પણ કેમ તુકોજી, આ આશ્ચર્ય જેવું નહિ? પોતાના પુત્રને આટલું બધું માન મળેલું જોઇને માતાને આનંદ થતો નથી તેથી આવી માતાને માતા શી રીતે કહેવાય?" સુભાનજી વચમાં જ બોલી ઉઠયો.

"અને રાવ, આગળ સાંભળો તો ખરા–" તુકોજી બોલ્યો, "રાવ, તમને શું કહું, પછી તે કપાળે હાથ દઇને બોલી, 'તે મુઆ ખલાસીને એકાદું ઇનામ મળ્યુ તેથી મ્હેં તેના તરફ જોયું અને તેની સાથે લગ્ન કરીને માત્ર આ જંજાળ વ્હોરી લીધી.' કેમ સમજ્યો સાંવળ્યા, આ તો ત્હારી માતાના શબ્દ!"

સાંવળ્યાને અતિશય માઠું લાગ્યું. વાંચક, સાંવળ્યાને ઇનામ અને જગ્યા મળ્યાની જેને જેને ખબર પડી તે પ્રત્યેક જણને આનંદ જ થયો, પરન્તુ તે માટે તેની માતાને આનંદ ન થતાં ઉલટો વિષાદ થયો, એ સાંભળીને તેને માઠું ન લાગે? એકાદો ગાંડો, કુરૂપ કિંવા બેડોળ પુત્ર હોય છતાં માતાને પ્રિય લાગે છે, તેમ છતાં આપણો કથાનાયક સારો, સુદૃઢ, દેખાવડો, સાહસિક અને પ્રત્યેકને પ્રિય થઇ પડે તેવાને પોતાની માતા ન્હાય નહિ, એ નવાઈ જેવું નથી? સાંવળ્યા જેવો પુત્ર પેટે જન્મે તે માટે માતાએ તો પૂર્વ ભવમાં સારાં પુણ્ય કર્યાં હોવા જોઇએ. સાંવળ્યાને માતપિતાનું બિલકુલ સુખ નહોતું. મા તેને ધિક્કારતી હતી. બાપે તો છોકરાને પ્રભુને આધારે મુકી દીધો હતો. આવી જ્યારે વસ્તુસ્થિતિ હતી ત્યારે તુકોજીએ સાંવળ્યાના મનમાં માબાપ વિષે બિલકુલ તિરસ્કાર ઉત્પન્ન થવા દીધો નહિ. હમણાં જ પોતે કહેલી તેની માતાની હકીકત સાંભળીને સાંવળ્યાને માઠું લાગેલું જોઇને તે બોલ્યો, "સાંવળ્યા, આવે સમયે તને માઠું લાગે એ ખરૂં છે, પણ તને શું કહું, આવી માતાની પ્રીતિ સંપાદન કરવા માટે ત્હારે આવું જ નામ કાઢવું જોઇએ, અને તેણે ત્હારો તિરસ્કાર કર્યો છતાં પણ તે ત્હારી માતા છે એવું લક્ષમાં રાખજે. નવ માસ સુધી ત્હારા માટે કષ્ટ સહન કરીને તેણે અસહ્ય વેદના વેઠી છે, એ ત્હારે હમેશાં યાદ રાખવું જોઇએ. ત્હારી માતાને તો આનંદ થયો નહિ, પરન્તુ ત્હારી ન્હાની બ્હેનને તો ખરેખર આનંદ થએલો જણાયો. તેના મનમાં તો ત્હારા વિષે સર્વ હકીકત મ્હારી પાસે કહેવડાવવી એવું હતું, પણ માતા પાસે હોવાથી તેનો ઇલાજ ચાલ્યો નહિ."

પોતાની બ્હેનને આનંદ થયો એ સાંભળીને સાંવળ્યાના ખિન્ન થએલા મનનું સમાધાન થયું. ઘણો વખત તેની વાત કર્યાં પછી સુભાનજીએ મોહનાને સાન કરીને સાંવળ્યાને લઈ જવા માટે કહ્યું. થોડી વારે તે છોકરાંઓ ઉઠીને દરરોજના નિયમ પ્રમાણે સમુદ્રના કિનારાપર ગયાં. ત્યાં ગયા પછી મોહનાના આગ્રહથી સાંવળ્યાએ પોતાની પ્રિય ન્હાની હોડી પાણીમાં છોડી!

છોકરાંઓને ચાલ્યાં ગએલાં જોઇને સુભાનજી બોલ્યો, "તુકોજી, આજ ઘણા દિવસ થયાં મ્હારા મનમાં એક વાત ઘોળાયા કરે છે, તે તમને કહેવી અને તેમાં ત્હમારો મત લેવો એવી મ્હને ઘણી ઇચ્છા છે. શું સમજ્યા? આપણા સાંવળ્યા માટે કહું છું અને તે ત્હમારી જ પાસે. મા તો બિલકુલ બોલતી નથી અને તેના બાપનો કાંઇ પત્તો નથી, તેથી ત્હમે અને હું મળીને વિચાર કરીએ. શું સમજ્યા? જો કદાચ તેનો બાપ પાછો આવ્યો તો ત્હમે

સાંવળ્યાના હિત માટે જે વાત કરી હશે તે તેને પસંદ પડશે એવી મ્હારી ખાત્રી છે. મ્હારી મોહનાને તો ત્હમે જોઈ જ છે, શું સમજ્યા? સિવાય મ્હોટા માબાપની છોકરી છે એવું પણ તમને કહ્યું હતું. મ્હારે તો હવે તેના સિવાય બીજું કોણ છે? આ ઘર, મ્હારાં પોતાનાં બે વહાણ અને પાસે જે થોડી પુંજી છે તે સર્વે તેની જ છે."

"હા, હવે લક્ષમાં આવ્યું કે ત્હમે શું કહો છો." તુકોજી બોલ્યો, "શું કહું તમને રાવ, મ્હારા પણ મનમાં તે જ છે. અત્યારે હું તેમને બન્નેને ત્હમારી પાસે સાથે જોઇને–"

"શું કહો છો? મ્હારૂં કહેવું ત્હમે સમજ્યા કે?"

આ જ વિષયપર તેઓની વાત ઘણા વખત સુધી ચાલી. સાંવળ્યો પોતાની જાતિ હુંશીયારીથી થોડી જ મુદતમાં મહારાજાના વહાણપર તાંડેલ થશે એવું તેને લાગ્યું. બે ચાર વર્ષમાં તે બીજી પંક્તિનો તાંડેલ થાય એટલે એટલે મોહના સાથે તેનાં લગ્ન કરવાં એવો બન્ને હિતચિંતકોએ વિચાર કર્યો. તેઓનો આ વિચાર જે આપણા કથાનાયક માટે ચાલતો હતો તે પોતાની ભાવી પત્ની સાથે આનંદથી વહાણમાં બેસીને તે સમયે સહેલ કરતો હતો. ઘેર પોતા વિષે શી વાત ચાલે છે તેની તેમને બન્નેને કલ્પના સરખી પણ નહોતી.

"સાંવળ્યા, હવે તું અહિંથી ત્હારી જગ્યા પર જઇશ એટલે મ્હને કે પિતાને સંભારીશ કે?"

"વાહ, શામાટે નહિ? હું અહિંથી એક વાર મહારાજાના વહાણપર જઇશ. પછી પાછો આવીશ જ નહિ એવું તને લાગે છે મોહના? મ્હારૂં વહાણ આ ખાડીમાં આવ્યા પછી બીજે ક્યાં હું જવાનો?"

"તે ખરૂં! પણ સાંવળ્યા, તું જ્યારે પાછો ઘેર આવીશ ત્યારે મ્હારા માટે શું લેતો આવીશ?"

"શું લાવું? તું કહીશ તે લાવીશ."

"વાહરે વાહ! હું કહું ને તું લાવેને! પછી તો શા કામનું?"

"ઠીક, ત્યારે તો તને જે બહુ વહાલું હશે તે જ હું લાવીશ, પછી તો થયુંને?" થોડોક વખત વિચાર કરીને સાંવળ્યો બોલ્યો.

સંધ્યાકાળ થઈ ગએલો જોઇને સાંવળ્યાએ પોતાનું વહાણ પાછું હંકાર્યું. તે બન્ને પાછાં આવ્યાં, તે વખતે પણ તુકોજી અને સુભાનજી વાતો કરતા

હતા. રાત્રે જમ્યા પછી સાંવળ્યો જવાની તૈયારી કરવા લાગ્યો. હળવે હળવે મોહના પણ તેને મદદ કરતી હતી. થોડી વારે તેને કોલાબે લઇ જવા માટે નક્કી કરેલા મછવાનો માછી આવ્યો. આથી સુભાનજી અને મોહનાની રજા લઇને સાંવળ્યો જવાને નીકળ્યો. તે જોઇને મોહનાની આંખોમાં આંસુ આવ્યાં. ત્રણ વર્ષ થયાં તેઓ સાથે રહેતાં હતાં, તેમાં વચમાં વચમાં કેટલીક વાર સાંવળ્યો કોલાબે ગયો હતો, તે વેળાએ એકે વાર મોહનાને આટલું બધું લાગ્યું નહોતું, અને આજે જ તેને આંસુ કેમ આવ્યાં? આ પ્રેમનું ચિન્હ નહિ? હવે જ આ પ્રશ્નનો ઉત્તર આપી શકાય તેમ નથી. થોડી વારે તેને સમજાવીને સાંવળ્યો જડ અંતઃકરણથી તુકોજી સાથે નીકળ્યો.

પરોઢમાં તેનો મછવો કોલાબે સુરક્ષિત આવી પહોંચ્યો. આ વેળાએ લગભગ બધું શાન્ત હતું. કોઈ કોઇ ઠેકાણે ઝુંપડીની પાસે જતાં અવાજ માત્ર સંભળાતો હતો. તે બન્નેએ દવાખાના નજદીક આવતાં જ એક મનુષ્યને ઝડપથી દવાખાનામાં જતાં જોયો. આટલો વહેલો દવાખાનામાં જનારો કોણ હશે એ જેવાના ઉદ્દેશથી તુકોજી મ્હોટેથી બોલ્યો, "કોણ છે? ઉભો રહે."

"હું મુરારી." તુકોજીનો અવાજ સાંભળતાં જ નાઇલાજે મુરારી ઉભો રહ્યો.

"કોણ મુરારી? આટલો બધો વહેલો દવાખાનું છોડીને ક્યાં ગયો હતો?"

"ખાડીમાં–ગયો-ગયો હતો જરા—"

"હા સમજ્યો, પણ શું દવાખાનામાં જગ્યા નથી?" ગુસ્સાથી તુકોજી બોલ્યો.

"છે—પણ—હું—"

"છે, ત્યારે દવાખાનાની બહાર જવાનું શું કારણ? હુકમ સિવાય દરદીએ દવાખાના બહાર જવું નહિ એ તને માલુમ નથી? ફરીથી જો ગયો તો દવાખાનામાંથી કાઢી મુકવો પડશે, એ ધ્યાનમાં રાખજે, જા."

મુરારી દવાખાનામાં ગયા પછી તે કોણ છે એવું સાંવળ્યાએ તુકોજીને પૂછ્યું, તેથી તે બોલ્યો, "આ દવાખાનામાં એક મહિના પર આવેલો એ એક રોગી છે. તે કહે છે કે હું મહારાજાના લશ્કરમાંનો છું, પણ તને શું કહું સાંવળ્યા, હમણાં તો મ્હને તેનાપર વહેમ આવવા લાગ્યો છે."

સાંવળ્યાએ તેની તરફ વિશેષ લક્ષ આપ્યું નહિ. ક્ષણુ વારમાં તો તે મુરારી વિષેની સઘળી વાત તદ્દન વિસરી ગયો. તેના મનમાં જુદા જુદા વિચાર આવતા હતા. આજ અહિંથી નોકરીપર હાજર થવા જતાં પહેલાં કમળજાની હરકોઇ ઉપાયે મુલાકાત લેવી એવો વિચાર તેના મનમાં ચાલતો હતો. તે પ્રમાણે તુકોજીને કહી સવારે તે ઘેરથી જવા નીકળ્યો. પોતાની અને બ્હેનની મુલાકાત થશે કે નહિ એવી જે તેને ફિકર હતી તે તરત જ દૂર થઇ ગઇ. આ તરફ સરૂની તબીયત નાદુરસ્ત રહેતી હતી. ગઈ બે રાતથી તો તેને તાવ આવ્યો હતો, તેથી કમળજા દુકાનની વ્યવસ્થા કરતી હતી. આથી તેને મળવાને સાંવળ્યાને ઘણી અડચણુ પડી નહિ. ભાઇને જોતાં જ કમળજાને ઘણો આનંદ થયો. ઘડી વાર તો ભાઇ બ્હેન આટલા બધા દિવસની હેતની વાતો કરતાં બેઠાં. પરસ્પર એકમેકની વાતો કહીને કમળજા બોલી, “ભાઇ, તે દિવસે તુકોજી બાબા તને મળેલી સો મહોર માતાને આપવા માટે આવ્યા હતા, પરન્તુ માતાએ તે લીધી નહિ. પછી તે ચાલ્યા ગયા પછી કેટલીક વાર સુધી તે રડતી બેઠી. હમણાં તો દસ પંદર દિવસથી તે એવી જ રીતે રડયાં કરે છે. હું તેને બહુ એ પૂછું છું પણ તે કાંઇ કહેતી નથી. પણ ભાઇ, આપણા પિતાની તને કાંઇ શોધ લાગી ?”

“કાંઇએ નહિ. પણ હવે હું પિતાનો પત્તો મેળવીશ. મહારાજાના વહાણુપર ગમે ત્યાં તે હશે જ !”

પછી સાંવળ્યો જવાને માટે નીકળ્યો. આથી કમળજાએ દુકાનપરથી તેને ઘણીક ખાવાની ચીજો બાંધી આપી અને હરવખતે મળવાને આવવાનું વચન લઇને તેને સ્નેહથી રજા આપી. દવાખાનામાં આવીને તેણે કમળજાની ભેટનો સર્વ વૃતાન્ત તુકોજીને કહ્યો. ત્રણુ વર્ષે બ્હેનની ભેટ થવાથી ઘરની સર્વ બીના જાણુવામાં આવી તેથી તેના જીવને શાન્તિ થઇ અને તેને ઘણો ઉત્સાહ આવ્યો. થોડી વારમાં તેણે જવાની તૈયારી કરી. માયનાક સરદારનું વહાણુ નજીકમાં જ ચેઉલની ખાડીમાં છે એવી તેને દવાખાનામાં ખબર મળી, એવામાં તેને જનાબાઈ યાદ આવી. “ચેઉલની ખાડીમાં આવે ત્યારે મ્હને મળવાનું વિસરીશ નહિ” એવું તેણે તેને કહ્યું હતું. વહાણુપર હાજર થતાં જ તેની મુલાકાત લેવાનો તેણે નિશ્ચય કર્યો.

માયનાક સરદારનું વહાણુ ઘણે ભાગે કુલાં પ્રાન્તનું રક્ષણુ કરવા માટે કુલાંની આસપાસ ચેઉલની ખાડીમાં રહેતું. સાંવળ્યો તે દિવસે સંધ્યા સમયે વહાણુપર જઈ પહોંચ્યો. ત્યાં તેણે પોતાને મળેલો મહારાજાનો હુકમ સરદા-

રના હાથમાં આપ્યો. સરદારે તે હુકમ વાંચીને સાંવળ્યા તરફ તાકીને જોયું. તેને આ ન્હાના છોકરાની ઘણી નવાઇ લાગી. તેણે ક્રમે ક્રમે ફિરંગીઓની હકીકત કહી સંભળાવી. આપણા કથાનાયકે પહેલા જ દિવસે પોતાના મુખ્ય તાંડેલપર પોતાની છાપ બેસાડી. સાંવળ્યાને તેણે વહાણુપર બહુ જોખમનું કામ સોંપ્યું અને સાંવળ્યો તે હોંશથી કરવા લાગ્યો. ખરી રીતે સાંવળ્યાને એવા જોખમના કામની મનથી જ ઇચ્છા હતી. ત્રણ ચાર દિવસ થયા પછી વહાણુપરના કેટલાક ખલાસી દાણાપાણીની તજવીજ કરવા માટે ગામમાં જવાને નીકળ્યા. તેમની સાથે સાંવળ્યો પણ તાંડેલને કહીને નીકળ્યો. આ બે ત્રણ દિવસમાં સાંવળ્યાએ વહાણુપર સર્વ જણનો પ્રેમ સંપાદન કર્યો હતો, તે એટલો બધો કે સાંવળ્યો તેઓની ગમ્મતનું સાધન થઈ પડયો!

ગામમાં આવીને જનાબાઇનો પત્તો મેળવવામાં સાંવળ્યાને ઝાઝી વાર લાગી નહિ. તે બજારમાં જ રહેતી હતી. પાંચમા પ્રકરણમાં વર્ણવેલા તોફાનમાં વહાણ ભાગીને જે નિર્ભાગી મનુષ્યો નિરાધાર અને દુઃખી થયાં હતાં તે પૈકી જનાબાઈ પણ એક હતી. આ તોફાનમાં પોતાનું સૌભાગ્ય નષ્ટ થયું એવું તે સમજતી હતી. તોફાનમાં સપડાઇને જે મનુષ્યો ચેઉલની ખાડીમાં તણાઇ આવ્યાં તેમાં તે એક હતી. તે સમયે તે ભરજુવાનીમાં હોવાથી તેને પહેલાં તો ઘણો જ ત્રાસ લાગ્યો, પરન્તુ તે જાતે જ કઠણ અંતઃકરણની સ્ત્રી હોવાથી ગયા આઠ નવ વર્ષમાં તેણે તે જ ઠેકાણે સારી આબરૂ કાઢી. તેના અંગપર હજાર બારસેનો દાગીનો હતો, તેપર કેટલાંક વર્ષ ગુજારો કરીને હાલમાં તે બજારના દિવસે છોકરાંઓની કાનટોપીઓ અને પ્હેરણ બનાવીને વેચતી હતી. સાંવળ્યાને તેના ઘરનો જલદીથી પત્તો લાગ્યો એ ઉપર કહેલું જ છે. તેને જોતાં જ જનાબાઇને અતિશય હર્ષ થયો. જાણે કે પોતાની પાસે પોતાનો નિકટનો સંબંધી આવ્યો હોય એવું તેને સાંવળ્યાને જોતાં જ લાગ્યું. કુશળ સમાચાર પૂછ્યા પછી તેણે સાંવળ્યાને ઘણા પ્રેમથી જમવા માટે રોકયો.

"જનાબાઈ, તમારો આટલો બધો આગ્રહ છે તેથી ના પાડી શકતો નથી, પણ મ્હારે જલદીથી વહાણુપર જવું જોઇએ. હમણાં મ્હારા સાથીઓ બજારમાંથી આવશે."

જનાબાઇએ તેને જલદીથી પીરસી દીધું, એટલામાં તેની પાડોસણ વૃદ્ધ ભીમાબાઈ ત્યાં આવી. જનાબાઇ પાસે કોઇ પરોણો આવ્યો છે તેની તેને ખબર પડતાં જ તે ખાસ કરીને તેને જોવા માટે આવી હતી, કારણકે

અત્યારસુધી તેણે તેની પાસે કોઈ મેમાન આવેલો જોયો નહોતો. તેના બારણાંમાંથી અંદર આવીને બેઠા પછી જનાબાઇએ તેની અને સાંવળ્યાની ઓળખાણ કરાવી. તે બોલી, "ભીમાબાઇ, તે દિવસે હું જે છોકરા વિષે કહેતી હતી તે આ જ છોકરો. તેણે અમારો જીવ ઉગાર્યો, નહિતો આજ હું ક્યાંથી હોત ?"

થોડી વાર સાંવળ્યા તરફ જોઇને તે બોલી, "ખરેખર જનાબાઈ, આનાં માતાપિતાને ધન્ય છે. નહિતો જુઓ, મ્હારા જેવી વૃદ્ધને પુત્ર તરફનું કાંઇ સુખ છે ? મ્હારે આવો છોકરો હોય તો હું તેના કોડ પુરા કરૂં."

"ખરેખર બાઈ, ત્હમારે મ્હારા જેવો પુત્ર હોય તો ત્હમે તેના કોડ પુરા કરો, પણ જેને મ્હારા જેવો પુત્ર છે તે તો મ્હારો તિરસ્કાર કરે છે. મ્હારે માતા છે, પરન્તુ માતાનું સુખ નથી, એ દુર્દૈવ કે બીજું કાંઇ ?" સાંવળ્યો બોલ્યો.

"એટલે ? ભાઈ, હું કાંઇ સમજી નહિ."

એટલામાં બજારમાંથી દાણો લઇને વહાણપરના તેના સોબતીઓ આવ્યા અને બહારથી તેને બૂમો મારવા લાગ્યા. સાંવળ્યાએ ઉતાવળા ઉતાવળા જનાબાઇની અને તે વૃદ્ધ બાઈની રજા લીધી અને બીજી વખત પોતાની હકીકત કહેવાનું કબૂલ કરીને તે તેના સોબતી સાથે ગયો. તે દિવસ પછી સાંવળ્યાનું આઠે પંદરે દિવસે જનાબાઇને એક વાર મળવા જવાનું શરૂ થયું. બીજી વખત તેણે તે વૃદ્ધ બાઇને પોતાની હકીકત કહી. આથી તેને ઘણું જ દુઃખ થયું. તેને એક છોકરો હતો, તેની હકીકત ક્રમે ક્રમે આગળ આવે છે, તેનાપર તે વૃદ્ધ બાઇનો અત્યંત પ્રેમ હતો, પરન્તુ તે પ્રેમનો બદલો તે છોકરા તરફથી તેને મળ્યો નહિ. તેણે વખતોવખત તે વૃદ્ધ બાઇને દુઃખ આપ્યું હતું. આથી જ તે ઘરબાર છોડીને અહિં આવી રહી હતી.

"સાંવળ્યા, આ મ્હારી એક યાદગીરી ત્હારી પાસે રાખ." તે વૃદ્ધ બાઈ ગયા પછી જનાબાઇએ એક દૂરબીન અને એક હોકાયંત્ર પોતાની પાસેથી કાઢ્યું અને પછી આગળ બોલી, "આજ આઠ નવ વર્ષ થયાં આ બે વસ્તુઓ મ્હેં મ્હારા જીવની પેઠે જાળવી રાખી છે, પણ હવે આ તને મ્હારી યાદગીરી માટે આપું છું. આ વસ્તુનો ઉપયોગ કરવાને તું જ યોગ્ય છે એવું મ્હને લાગે છે."

સાંવળ્યાએ આવી ચમત્કારી વસ્તુ કદી જોઇ નહોતી, તેથી તેનો શો ઉપયોગ કરવો એ તેને ક્યાંથી ખબર હોય ? તેણે બે વસ્તુઓ હાથમાં લ-

ઈને ઉલટસુલટ પુષ્કળ વાર તપાસી, પરન્તુ તે શું છે તે તે જાણી શક્યો જ નહિ. આથી જનાબાઈ બોલી, "આવી વસ્તુને ત્હેં કદી જોઇ નથી તેથી તને આની કીંમત સમજાતી નથી, પરન્તુ આના ઉપયોગની ખબર પડતાં જ તને તેની કિંમત પણ જણાશે અને તું એક ક્ષણ પણ આ ચીજ વિસરીશ નહિ. આ જોયું કે? આને હોકાયંત્ર કહે છે. આ ચીજ આટલી બધી ન્હાની જણાય છે પણ તેનો ઉપયોગ બહુ જ મ્હોટો છો. આપણે ભરદરિયામાં હોઇએ અને આપણું વહાણ દિશા ચુકે તે વેળાએ આ યંત્ર ધરતાં જ તાબડતોબ આથમણી અને ઉગમણી દિશાની ખબર પડે છે. જો હવે તેના કાંટા તરફ. આ બાજુ કાંટો છે તે ઉગમણી દિશા."

યંત્રમાં પોતાની મેળે ફરતા કાંટા જોઇને સાંવળ્યાને ઘણી નવાઈ લાગી. આ કાંટો કેવી રીતે ફરે છે, એ મ્હોટો પ્રશ્ન તેના મનમાં ઉત્પન્ન થયો. તેની જીજ્ઞાસા વધારવા માટે જનાબાઇએ દૂરબીન હાથમાં લીધું અને બોલી, "જો ખાડીમાં શું જણાય છે?"

સાંવળ્યાએ ક્ષણભર જોઇને ઉત્તર આપ્યો, "તે એક વહાણ છે, એવું દેખાય છે."

"તે વહાણ છે ખરૂંને? તે આપણાથી કેટલે બધે દૂર છે? તે વહાણ છે તો તેનાપર માણસો પણ હશે જ, પરન્તુ તેઓ કોણ છે તે આપણે અહિંથી ઓળખી શકીએ નહિ. પણ હવે જો—" એમ બોલીને તેણે સાંવળ્યાની આંખો સામે દૂરબીન ધર્યું. આથી, "અરે, અરે વહાણ પાસે આવ્યું!" એવો આશ્ચર્યનો ઉદ્‌ગાર તેના મુખમાંથી નીકળી પડ્યો! તે સાંભળીને જનાબાઇને હસવું આવ્યું. પછી તેણે આ બન્ને વસ્તુઓનો કેવી રીતે ઉપયોગ કરવો તે બરાબર સમજાવીને કહ્યું. આથી તેનું મહત્ત્વ લક્ષમાં રાખીને સાંવળ્યાને ઘણો આનંદ થયો.

સાંવળ્યો આ બન્ને વસ્તુઓ વહાણપર લઇ જતાં જ તે જોવા માટે તેની પાસે એકસરખી ભીડ થઇ રહી. જે તે પહેલું જોવા માટે ધરપકડ કરતું હતું. એટલામાં મુખ્ય તાંડેલ માયનાક સરદાર ત્યાં આવી પહોંચ્યો.

"સાંવળ્યા, છોકરા, શી ગરબડ છે? તું ગરબડ કરે છે. શું હાથમાં છે જોઉં?"

સાંવળ્યાએ મુખ્ય તાંડેલના હાથમાં સર્વે જીજ્ઞાસાનું મૂળ એવી બે વસ્તુઓ આપી. ક્ષણ વાર તેની તરફ જોઇને તે બોલ્યો, "સાંવળ્યા, આવી જ જાતનું એક દૂરબીન ઘણાં વર્ષ પૂર્વે મહારાજાના જ એક વહાણપરના તાં-

ડેલને અંગ્રેજના વહાણપરના તાંડેલે પોતાનો જીવ બચાવવા માટે ભેટ આપ્યું હતું, પણ તે પણ બિચારો થોડાં વર્ષ પહેલાં વહાણુ સાથે તોફાનમાં સપડાઇ મૃત્યુ પામ્યો!"

"મ્હને આ જેણે આપ્યું તેનો પણ જીવ મ્હેં આફતમાંથી બચાવ્યો છે!" સાંવળ્યો એકદમ બોલી ઉઠયો.

"ત્યારે સાંભળ છોકરા, તું પણ કદાચ તોફાનમાં મરી જઇશ!" માયાનક તાંડેલ મશ્કરીમાં બોલ્યો.

પરન્તુ સાંવળ્યામાં એટલી સમજણુ ક્યાંથી હોય? તાંડેલનું ભાષણુ સાંભળીને તે વિચારમાં પડયો. પોતે એક સ્ત્રીનો જીવ બચાવ્યો તે માટે તેણે આ બે વસ્તુઓ પોતાને આપી, આથી પોતે પણ આ તાંડેલની માફક તોફાનમાં સપડાઇને મરી જશે કે શું, એવી તેને ક્ષણવાર સુધી બ્હીક લાગી!



# પ્રકરણ ૮ મું.

## ખૂનીની શોધ અને આફત.

હવે સાંવળ્યાને દૂરબીન સિવાય બીજું કાંઈ જ સુજતું નહોતું. તે હાથમાં રાખીને સમુદ્રમાં જોવામાં જ તેના દિવસો જતા હતા, પરન્તુ જ્યારથી તેને તાંડેલે કહેલી વાતની સમજ પડી ત્યારથી તેનું મન અસ્વસ્થ થયું. જનાબાઇ પાસે આ બે વસ્તુઓ ક્યાંથી આવી તે વિષે ચોકસી કરવાના ઉદ્દેશથી તેણે એક દિવસ તેને પૂછ્યું. આથી આંખમાં આંસુ લાવીને તે બોલી, "સાંવળ્યા, તે દુઃખદાયક અને ભયંકર પ્રસંગ યાદ કરવામાં શો ફાયદો ? તે માટે તું મ્હને પૂછીશ નહિ, અને હું તને કશું ન કહું એ વધારે સારૂં ! આ બન્ને વસ્તુ મ્હારા પતિની છે, એટલું જ તું જાણે એ બસ છે." આવી રીતે જનાબાઇએ આંખમાં પાણી લાવીને કહ્યાથી સાંવળ્યાએ તે વિષે ફરીથી તેને કદી પૂછ્યું નહિ.

મહારાજના વહાણપર આવ્યાને સાંવળ્યાને લગભગ ત્રણ વર્ષ થઈ ગયાં. તેટલા વખતમાં તેમની અને શિદ્દીની ધીમી ધીમી ઝપાઝપીઓ થઈ હતી. મહારાજ દિલ્લીથી પાછા આવ્યા પછી મોગલોએ લીધેલા સર્વે કિલ્લાઓ અને પ્રાન્તો પાછા લેવાની ખટપટ ચાલતી હોવાથી તેને પોતાના વહાણ તરફ લક્ષ પરોવવાનો બે વર્ષ સુધી બિલકુલ વખત મળ્યો નહિ, પરન્તુ તરત જ મહારાજ પોતે જંજીરાપર સ્વારી લઇને આવે છે એવી વાત વહાણપર સર્વત્ર પ્રસરી રહી. મહારાજ પોતે આવનાર છે એવું સાંભળતાં જ સાંવળ્યાને ઘણો આનંદ થયો. પોતે ઘણી બહાદુરીથી અને હિંમતથી કામ કરવું અને મહારાજની સાબાશી મેળવવી એવી તેને ઉત્કૃષ્ટ ઇચ્છા હતી. મહારાજના આવ્યા પહેલાં એક વાર કોલાબે જઇને માતા અને કમળજા, તેમ જ દવાખાનામાં પોતાના હિતચિંતક તુકોજી અને સાથે સાથે વસાઇની ખાડીમાં જઇને સુભાનજી અને મોહનાને ભેટી આવવું એવો વિચાર તેના મનમાં થઇ આવ્યો. એક દિવસ તેણે હળવેથી પોતાના મનનો વિચાર માયનાક તાંડેલની પાસે પ્રગટ કર્યો. આથી તેણે સાંવળ્યાને પંદર દિવસની રજા આપી.

ઘેર જતાં પહેલાં જનાબાઇને મળું એવો વિચાર કરીને સાંવળ્યો તેને ઘેર ગયો. તેણે રજા લીધી છે એવી ખબર જાણતાં જ તે ઓછામાં ઓછો બે દિવસ પોતાને ઘેર રહે એવી જનાબાઇની મરજી હતી. તેનો અતિશય આગ્રહ હોવાથી સાંવળ્યાથી ના ન કહેવાઇ. તે દિવસે રાત્રે તે બન્ને ઘણા

વખત સુધી બહાર વાતો કરતાં બેઠાં. મધ્યરાત્રિના સુમારે સર્વત્ર શાન્તિ ફેલાતાં એકાએક વૃદ્ધ ભીમાબાઇના ઘરમાં મ્હોટેથી બૂમો પડી, અને તે વૃદ્ધાએ પાડેલી ચીસ તેને કાને આવી. આથી પાસે જ પડેલી લાકડી ઉંચકીને સાંવળ્યો એકદમ ઉઠયો. જનાબાઇએ ઝટ ઉઠીને ઘરમાંથી દીવો આણ્યો. એટલામાં ભીમાબાઇના ઘરમાંથી એક માણસે દોડતા આવીને જનાબાઇના હાથમાંથી દીવો ઓલવી નાંખ્યો, અને સવત્ર અંધકાર કરી નાંખ્યો. આથી ચોર, ચોર, એવી બૂમો પાડતા કેટલાક મનુષ્યો ત્યાં દોડી આવ્યા. તેઓને જોતાં જ દીવો ઓલવનારો મનુષ્ય જીવ લઇને નાઠો. સર્વ જણા તેની પાછળ પડયા, પરન્તુ ચોર કાંઇ તેઓના હાથમાં આવ્યો નહિ. દીવાપર ઝડપ માર્યા પહેલાં સાંવળ્યો પાસે હોવાથી ચોરનો ચહેરો સાંવળ્યાએ જોયો હતો. આથી તે વિચારમાં પડયો. સર્વે ચોરની પૂંઠે પડયા, પરન્તુ સાંવળ્યો તો પોતાની જગ્યાએથી ખસ્યો નહિ. તે ત્યાં જ વિચાર કરતો રહ્યો. પોતાની આગળ જે મનુષ્ય દીવો ઓલવી ગયો તેને કોઇ જગ્યાએ પોતે જોયો છે એવું તેને લાગ્યું. તેણે પુષ્કળ વિચાર કર્યો, પરન્તુ તે મનુષ્યને ક્યાં અને કઇ વખતે જોયો હતો તે તેને યાદ આવ્યું નહિ.

"સાંવળ્યા, તું આમ કેમ ગભરાઈ ગયો છે?" જનાબાઇએ પૂછયું.

"હું ગભરાયો નથી. મ્હને લાગે છે કે મ્હેં એ મનુષ્યને કોઈ જગ્યાએ જોયો છે. પણ હમણાં મ્હને સાંભરતું નથી."

એટલામાં તે વૃદ્ધ બાઇનો કાંસવાનો અવાજ સંભળાયો. બન્ને જણાં અંદર ગયાં અને જુએ છે તો ભીમાબાઈ અસ્તાવ્યસ્ત પડી હતી અને તેના પડખામાંથી લોહી વહેતું હતું!

"અરેરે! ડોશીને મુઆએ મારેલી લાગે છે! મુઓ કોણ આ ચંડાળ હશે?" એમ બોલીને જનાબાઇએ સાંવળ્યાની મદદ વડે ડોશીને બાજુપરની કામળીપર સુવાડી. તે બેશુદ્ધ સ્થિતિમાં હતી. આટલો બનાવ બન્યો આંસુધીમાં ચોરની પૂંઠે પડેલા લોકો પાછા આવ્યા. આ ટોળીમાં ગામનો મહાલકરી અને સુબેદાર એવા મહારાજાના બે અધિકારી હતા. તેઓએ ડોશીને બરાબર તપાસી જોઇ. જનાબાઇએ ડોશીનું લોહીથી ભીંજાયેલું વસ્ત્ર બદલ્યું. આથી તેની પીઠપર પડેલા બે મ્હોટા જખમ તેની દૃષ્ટિએ પડયા. ડોશીની તદ્દન ભયંકર સ્થિતિ હતી. મહાલકરીએ એક માણુસ મોકલી તેના જખમપર પાટો બાંધવાને માટે હજામને બોલાવવા માટે મોકલ્યો. કેટલીક વારે તે શુદ્ધિમાં આવી. તેણે આંખો ઉઘાડી સામું જોયું તો તેના સામે જ સાંવળ્યાને બેઠેલો જોયો.

" સાંવળ્યા, અરે પકડ તેને ! જો, જો, ચંડાળ આવ્યો–મુઓ મ્હને મારી નાંખે છે–પકડ–પકડ–આવ્યો–એ–અરે મુઆને–" એવું ભ્રમમાં બોલીને ફરીથી તે ડોશીને મૂર્છા આવી. એટલામાં હજામને તેડીને તે મનુષ્ય પાછો આવ્યો. તેણે તેના જખમો જોયા અને તે તેના જખમપર પાટો બાંધવા માંડતો હતો તેટલામાં તે ડોશીએ એક મ્હોટો નિઃશ્વાસ નાંખ્યો ! તે બિચારી મરણ પામી !

ડોશીને છેવટનો શ્વાસ મુકતી જોઇને દરેકને દુઃખ લાગ્યું, પરન્તુ સાંવળ્યાને અને જનાબાઇને વિશેષ દુઃખ થયું. બિચારી નિરપરાધી ડોશીનું આવી રીતે ખૂન થયું અને ખૂન કરનાર ચંડાળ શિક્ષા થયા વિના નાશી જાય એ સાંવળ્યાને મન નવાઇ જેવું લાગ્યું. પોતાથી બને તેટલી તજવીજ કરીને ખૂનીને શોધીને તેને મહાલકરીના સ્વાધીન કરવો એવો તેણે વિચાર કર્યો. બીજે દિવસે મહાલકરીએ પંચ એકઠું કર્યું. તેણે ચોરીના ઉદ્દેશથી કોઇએ આવી રીતે ડોશીનું ખૂન કર્યું એવો અભિપ્રાય દર્શાવ્યો. આ સર્વ હકીકત તેણે રાજ્યમાં મોકલી આપી. પછી મહાલકરીએ પંચ સમક્ષ તેના ઘરની ઝડતી લીધી તો પાંચસેં સાતસેં રૂપિયાનો માલ અને દોઢ હજાર રૂપિયા રોકડા નીકળ્યા. ખૂનીને પકડી લાવવા માટે પંચે પચાસ મ્હોરનું ઇનામ ઠરાવ્યું.

બીજે દિવસે જનાબાઇની આજ્ઞા લઇને સાંવળ્યો કોલાબે આવ્યો. તેને ત્રણ વર્ષે જોઇને તુકોજીને ઘણો આનંદ થયો. હવે સાંવળ્યો ઘણો જ મ્હોટો જણાતો હતો. તેને થોડી થોડી મૂછો પણ ફૂટી હતી. આથી તેનો ગૌર વર્ણ વિશેષ શોભી ઉઠતો હતો. તેનો મૂળનો બાંધો સારો હોવાથી હમણાં તે મજબૂત દેખાતો હતો. સાંવળ્યાએ પ્રથમ ભીમાબાઇના ખૂનની હકીકત કહીને ખૂન કરનાર માણસ વિષે પોતાની બધી શંકાઓ પણ તુકોજીને કહી, પરન્તુ સાંવળ્યો કહેતો હતો તે મનુષ્ય કોણ હશે તે તેના લક્ષમાં આવ્યું નહિ. પછી વહાણપર જઇને બનેલી સર્વ હકીકત તેણે મ્હોટા અભિમાનથી કહીને જનાબાઈ પાસેથી મળેલી બે અપૂર્વ બક્ષિસો તેને બતાવી. ઘણા જ સમય સુધી લક્ષપૂર્વક જોઇને તુકોજી બોલ્યો, " શું કહું તને સાંવળ્યા? અરે, આ બન્ને વસ્તુઓ તો જાણીતી લાગે છે. મ્હને લાગે છે કે સુભાનજી નાયકની આ ચીજો છે! તેણે એક વખત તોફાનમાં સપડાએલા અંગ્રેજ તાંડેલને મહામહેનતે બચાવ્યો તે બદલ તે તાંડેલે એક દૂરબીન અને એક દિશાયંત્ર સુભાનજીને આપ્યું હતું. તેજ જો આ દૂરબીન હોય તો, તને શું કહું સાંવળ્યા ? મ્હેં કેટલીક વખત વહાણપરથી આ દૂરબીન વડે શત્રુનાં વહાણ જોયાં છે."

તુકોજીનું બોલવું સાંભળીને સાંવળ્યો વિચારમાં પડ્યો. તેના મગજમાં જુદા જુદા વિચાર આવવા લાગ્યા. જનાબાઇએ દૂરબીન સંબંધી કહેલી હકીકત, માયનાક તાંડેલે કહેલી હકીકત, અને હમણાં તુકોજીએ કહેલી હકીકત, આ ત્રણે હકીકતનો તે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો. આખરે તેને લાગવા માંડ્યું કે જે સમયે તુકોજી અને સુભાનજીની દવાખાનામાં ભેટ થઈ તે સમયે પોતાની હકીકત કહેતાં પોતાની પત્ની તોફાનમાં મરી ગઇ એવું જે સુભાનજીએ કહેલું તે નિરાધાર થઇ પડેલી જનાબાઈ જ તેની પત્ની થાય એવું તેને લાગવા માંડ્યું. જેમ જેમ તે વધારે વિચાર કરતો ગયો તેમ તેમ તેની વધારે ને વધારે ખાત્રી થવા માંડી, અને ખરેખર તે પ્રમાણે પોતાના ઉપર ઉપકાર કરનારી જનાબાઇ તે સુભાનજીની પત્ની છે અને પોતે તેની ભેટ કરાવી આપે તો તેને કેટલો આનંદ થશે તેનું ચિત્ર તેની દૃષ્ટિ સમીપ તરવા લાગ્યું. અનેક વાર આ વિચાર તેના મનમાં આવ્યા પછી હવે પોતે કેવી રીતે વર્તવું, તેનો સર્વ વિચાર પોતાના મનમાં ગોઠવીને ખરી હકીકત બહાર પડે ત્યાંસુધી એક અક્ષર પણ કોઇને ન જણાવવો એવો તેણે નિશ્ચય કર્યો.

દવાખાનામાં સર્વ લોકોને મળીને સંધ્યાકાળના સુમારે સાંવળ્યો પોતાને ઘેર જવા નીકળ્યો. આટલા બધા વહેલાં જવાનો તેનો એટલો જ ઉદ્દેશ હતો કે અંધારામાં બ્હેનની જલદીથી ભેટ થાય. આ તરફ પોતાની માતા હમેશાં માંદી રહેતી હતી એવું તેણે તુકોજી પાસેથી સાંભળ્યું હતું. ગયા પાંચ છ વર્ષથી તેણે માતાને જોઇ નહોતી. આથી અત્યારે તે દુઃખમાં છે એવું જાણીને તેને ફિકર થવા લાગી. આજ માતા પોતાને મળશે કે નહિ તેની તેને શંકા હતી. તે વિચાર કરતો કરતો હળવે હળવે ચાલતો હતો, તે વખતે અંધારૂં થવાની શરૂઆત થઇ હતી. દવાખાનાની વાડ ઓળંગીને તે પોતાની માતાની દુકાનના રસ્તા તરફ વળવાની તૈયારીમાં હતો એટલામાં જ વાડમાંથી કોઇએ કુદકો મારીને પાછળથી તેને મજબૂત પકડ્યો !

"સાંભળ, બૂમ પાડી તો મરી ગયો એમ સમજજે ! મૂંગે મ્હોંડે હું પૂછું તે કહીશ તો તને હેરાન ન કરતાં છોડી દઇશ. બોલ–કહે એકદમ તે ડોશીને હવે કેમ છે ?"

આટલી વાત બનતાં એક ક્ષણ પણ લાગી નહિ. સાંવળ્યો ક્ષણ વાર ગભરાયો, પરન્તુ તે જરીકે બ્હીધો નહિ. વખત ઘણો બારિક હતો. તેણે ઝટ પાછું વળીને જોયું. અથી પાછળથી પકડનાર મનુષ્ય કોણ છે તે તેણે જાણી લીધું. ત્રણ વર્ષ પૂર્વે દવાખાનામાં રોગી તરીકે રહેલો મુરારી અને ત્રણ દિવસ

પહેલાં પૈસા માટે ભીમા ડોશીનું ખૂન કરનાર હરામખોર એક જ છે, એવું તત્કાળ તેના લક્ષમાં આવ્યું !

"બોલે છે કે મારૂં ?" એવું કહીને મુરારીએ હાથમાંની કટાર ઉગામી. સાંવળ્યો ક્ષણવાર સ્તબ્ધ રહ્યો. હવે જો પોતે હાથપગ ચલાવશે નહિ, તો કટાર પોતાની છાતીમાં ભોંકાશે એવું તે સમજી ચૂકયો; કારણકે મુરારી ખૂન કરવામાં પાછો નહિ હઠે એવો તેને અનુભવ થયો હતો. તેણે ચપળતાથી મુરારીના હાથપર જોરથી ફટકો માર્યો અને તેને જમીનપર નાંખ્યો. એટલામાં પાછળથી એક મનુષ્ય વાડ કુદીને મુરારીની મદદે આવ્યો. આથી પકડો, પકડો, દોડો–ચોર–એવી સાંવળ્યાએ મ્હોટેથી બૂમ મારી. મુરારીની મદદે આવેલા મનુષ્યે સાંવળ્યાની પીઠપર હથિયાર માર્યું છતાં સાંવળ્યાએ મુરારીને છોડયો નહિ. બન્ને હાથે તેણે મુરારીને એટલો બધો મજબુત પકડ્યો હતો કે તે જરાકે હાલી શકતો નહોતો. પુનઃ એક વાર સાંવળ્યાએ મદદ માટે મ્હોટેથી બૂમો પાડી. આથી દવાખાનામાંના લોકો એ ગરબડનું કારણ જાણવાને દોડી આવ્યા. લોકોને આવતા જોઇને તે બીજો માણસ વાડ તરફ પાછો ફરીને નાઠો. થોડી વારમાં લોકો દોડી આવ્યા, તેમાં તુકોજી પણ હતો. સાંવળ્યાના હાથપર, પીઠપર અને જાંગપર ન્હાના મ્હોટા આઠ દસ જખમો થયા હતા.

"આ જુઓ, ભીમા ડોશીનું ખૂન કરનાર, તમારા દવાખાનામાં રહેલો મુરારી ! પકડો એને–" એટલું બોલીને સાંવળ્યાને મૂર્છા આવી. તુકોજીએ તેને પડતાં પડતાં ઝીલી લીધો, અને બીજાઓએ મુરારીને પકડયો.

નિશ્ચય કર્યા પ્રમાણે સાંવળ્યાએ ખૂનીને પકડ્યો, પરન્તુ આ ઝપાઝપીથી તેને જે જખમ થયા હતા તેથી તેને ચાર માસ સુધી દવાખાનામાં રહેવું પડ્યું. તે સમયે પૂર્વે ઠરાવ્યા પ્રમાણે મહારાજ [1]જંજીરાને ઘેરો ઘાલવાને જાતે આવ્યા હતા, એવી તેને તુકોજી પાસેથી ખબર મળી. તેને હવે થોડો આરામ થયો હતો. મહારાજ આવ્યાનું સાંભળતાં જ તેના જીવને એકસરખી અધીરાઈ થવા લાગી. આવી વેળાએ મહારાજાના વહાણ સાથે રહેવું એવી

૧. મહારાજ દિલ્લીથી પાછા આવ્યા પછી મોગલોએ લીધેલા સિંહગઢ, પુરંદર, માહુલી, પન્હાળા, લોહગઢ, શિવનેરી અને સઘળો કલ્યાણપ્રાન્ત પુનઃ કબ્જે કરીને જાતે જંજીરાપર સ્વારી લઇને ગયા. તેમણે જંજીરાને જમીનપરથી ઘેરો ઘાલીને તોપોનો મારો ચલાવ્યો. આથી જંજીરાના કિલ્લેદાર ફતેહખાનના હોશ ઉડી ગયા. તે મહારાજાના શરણે આવવાને તૈયાર થયો, પરન્તુ તેના હાથ નીચેના સરદારો સ્વધર્મના કહા અભિમાની હતા. તેઓ મરાઠાનો તિરસ્કાર કરતા હતા. ફતેહખાન મહારાજને શરણે જશે તો પોતાનું કાંઇ ચાલવાનું નથી એવી તેમની

તેને ઘણી ઇચ્છા હતી, પરન્તુ કરવું શું? મહારાજ આવ્યા તે વખતે તે એટલો બધો અશક્ત હતો કે બીજાની સહાય વિના તેનાથી ઉઠી શકાતું જ નહોતું. પછી તરત જ પંચે મુરારીનો મુકદ્દમો ચલાવ્યો, તેમાં તે ખૂની ઉપરાંત ભયંકર રાજદ્રોહી ઠર્યો. આ તપાસમાં ઘણી જ વાતો ખુલ્લી પડી. વૃદ્ધ ભીમાબાઇ તેની માતા હોઇને તેના ઘણા જ લાડથી તે બાલ્યાવસ્થામાંથી બગડયો. તેનો બાપ તો તેને ન્હાનો મુકીને મરણ પામ્યો હતો. આથી તેના પર કોઇનો દાબ રહ્યો નહિ અને માતાના ઘણા લાડથી તે એટલો બધો સ્વતંત્ર અને તોફાની બન્યો કે ચાંચીઆઓની સોબતમાં વહાણની લુંટફાટ વિગેરે કામ તેને હલકાં લાગવા માંડયાં. વખતો વખત તેણે પોતાની માતાને પૈસા માટે દુઃખ આપ્યું હતું. છેવટે તે તેના ત્રાસથી કંટાળીને પોતાનું ઘરબાર અને ખેતર વેચીને ચેઉલની ખાડીમાં આવીને રહી. તે વખતે મુરારી મોગલોના વહાણપર મરાઠાના વહાણની તપાસ મેળવનાર તરીકે રહ્યો. દવાખાનામાં રોગીનો ઢોંગ કરીને તે કેટલાક દિવસ રહ્યો હતો તે આટલા જ માટે! ગયા પ્રકરણમાં તે વિષે ઉલ્લેખ કર્યો છે. પછી દવાખાનાના લોકોને તેનાપર વહેમ આવતાં જ તે ત્યાંથી નાઠો. અદ્યાપિ તે મોગલોના વહાણપર જ હતો. વચમાં વચમાં તે પોતાની માની તપાસ કરતો હતો. પાછળથી અકસ્માત્ એક દિવસે તેની માતાનો ચેઉલની ખાડીમાં પત્તો લાગ્યો. આથી રાત્રે તેની માનું ગળું દબાવીને તેની પાસેથી પૈસા પડાવવાને મહેનત કરી, પરન્તુ ડોશીએ તેને ગણકાર્યો નહિ. તેણે મનમાં ગુસ્સે થઇને પૈસા માટે પોતાની માતાને મારવાનો વિચાર કર્યો, તે પછી બનેલી હકીકત વાંચક જાણે છે.

આવા ભયંકર દ્રોહી મનુષ્યને સાંવળ્યાએ ઘણી બહાદુરીથી પકડયાની હકીકત સચીવ પાસેથી મહારાજાને મળતાં જ તેમણે આપણા કથાનાયકને પહેલાં ઠરાવ્યા કરતાં બમણી બક્ષિસ આપવાનો હુકમ કરીને મુરારીને વિશ્રામગઢના બુરજપરથી ફેંકી દેવાની આજ્ઞા કરી.

સાંવળ્યો દવાખાનામાં આજારી થઇને રહ્યો હતો, ત્યારે તેને મળવા માટે દરરોજ કમળજા દવાખાનામાં આવતી હતી. વાંચક! આ વાંચીને તને નવાઇ ઉપજશે, અને માતાના અજાણપણામાં દરરોજ તેને આવવાનો શી રીતે

---

ખાત્રી હતી, તેથી તેમણે ફતેહખાનને કેદ કરીને લડાઇ ચાલુ રાખી. આટલું કરતાં એ મહારાજ આગળ પોતે ટકી શકવાના નથી એવું જોઇને તેમણે સુરતના મોગલ સુબેદાર પાસે મદદ માંગી. તે મદદ આવ્યા પછી મહારાજાએ ઘેરો ઉઠાવ્યો, પરન્તુ સુરતના સુબેદારે સિદ્દીને મદદ કરી તે માટે મહારાજાએ તેની તરત જ ખબર લીધી. આ હકીકત આગળ આવશે.

વખત મળતો હશે એવો વિચાર આવશે, પરન્તુ અમે એટલું જ કહીએ છીએ કે તે પોતાની માતાના અજાણપણામાં ન આવતાં ઉલટી માતાના આગ્રહથી દવાખાનામાં સાંવળ્યાને મળવા આવતી હતી! એક વખત દવાખાને જતાં તેને મોડું થયું તેથી તેને ગુસ્સો પણ ચઢ્યો. વાંચક! સરૂના સ્વભાવમાં આવો ફેર પડે એ નવાઇ જેવું નહિ? પરન્તુ ખરેખર, તેના સ્વભાવમાં ફેર પડ્યો હતો. આ તરફ સતત દોઢ વર્ષથી બહુ હાડમારીઓ ખમવાથી ધીમે ધીમે તેનો કજીઆખોર સ્વભાવ બદલાઇને તેનું અંતઃકરણ હવે સંપૂર્ણ પીગળ્યું હતું. તે છોકરા સાથે આટલી બધી કઠોરપણે વર્તી હતી છતાં તેણે વખતો વખત તેના માટે બતાવેલો પ્રેમ એ જ તેનો સ્વભાવ બદલાવવાનું મુખ્ય કારણ થઇ પડ્યું! જેમ જેમ પોતાના કઠોર વર્તનની તેને ખબર પડતી ગઇ, તેમ તેમ તેને નજીવા અપરાધ માટે પોતે ક્રૂરપણે માર્યો એનું તેને સ્મરણ થતું, અને એકવાર તેને નિર્દયપણે ભયંકર રીતે દઝાડ્યાનું ચિત્ર તેની દૃષ્ટિ સામે ખડું થયું. તેનું અંતઃકરણ બળવા લાગ્યું. જાતે દવાખાનામાં જઇને પોતાના પુત્રને મળે એવું તે ઇચ્છતી હતી, પરન્તુ તે પથારીવશ થઇ હતી. હવે સાંવળ્યાના જખમ બરાબર રૂઝાઇને તે હરતો ફરતો થયો છે એવું કમળજા પાસેથી સાંભળતાં જ તેણે સાંવળ્યાને ઘેર આવવાનું કહેવડાવ્યું. સાંવળ્યાને પણ ઘેર ક્યારે જાઉં એવું થતું હતું. બીજે દિવસે પોતાના ભાઇને તેડવાને માટે કમળજા દવાખાનામાં આવી, તે વખતે તુકોજી પાસે જ હતો. તે બોલ્યો, " શું કહું તને સાંવળ્યા, આ જોયુંને? અરે પ્રથમ જે માતા તને ધિક્કારતી હતી તે જ હવે તને પ્રેમથી ઘેર બોલાવે છે. અરે, પત્થરમાં પણ પાણીની સતત ધારથી બાંકું પડે છે તો પછી આમાં શું? માનું જ મનનો! પરન્તુ સાંવળ્યા, જો કદાચ તું માતાના કાઢી મુક્યાથી આડે માર્ગે ચઢ્યો હોત તો આજનો આ માતાનો ખરો પ્રેમ છોડીને ત્હારો મુરારીની માફક અંત આવ્યો હોત. કેમ ખરૂં ને?"

માતાના પ્રેમની ખરી કિંમત સાંવળ્યાને તરત જ સમજાઇ. તે ઘેર જતાં જ આટલા વર્ષે લઢવાડીઆ સ્વભાવને મુકી ચૂકેલી સરૂને માતૃપ્રેમ ભરાઇ આવ્યો, અને તે તેને ભેટી પડી, અને તેને છાતી સરસો ચાંપીને ઘણા વખત સુધી પ્રેમનાં આંસુ પાડ્યાં. આહાહા! માતૃપ્રેમ કેટલો ઉત્તમ છે તેની સાંવળ્યાને આજ બરાબર કલ્પના થઇ! આજ આટલાં વર્ષે માતાના પ્રેમ વગરના ભાઇને માએ છાતી સરસો ચાંપેલો જોઇને કમળજાને હર્ષ થયો. તેનું અંતઃકરણ આનંદથી ભરાઇ આવ્યું.

આઠ દિવસ ઘણા હર્ષથી સાંવળ્યો પોતાને ઘેર રહ્યો. સ્વગૃહ એટલે શું તે તેને હવે બરાબર સમજાયું. આખો દિવસ તે માતાના ઓસીકે બેસી તેને

પોતાના વહાણુપરની વાતો કહેતો હતો. ઘરકામમાં રોકાય તેટલા વખત સિવાય કમળજા પણ પોતાના ભાઇની વાતો સાંભળવા તેની પાસે બેસતી. હવે તે ઘણી જ મ્હોટી જણાતી હતી. તેને હમણાં જ સોળમું વર્ષ બેઠું હતું, પરન્તુ તે વીસ વર્ષની વય જેટલી દેખાતી હતી. રૂપમાં તે બરાબર તેની માતા જેવી હતી. તેની તરફ જોઇને સાંવળ્યાને વારંવાર મોહના સાંભરી આવતી. તે પણ કમળજાની માફક મ્હોટી થઇ હશે એવું તેને લાગતું હતું. ઘેર આઠ દિવસ સુધી સંપૂર્ણ વિશ્રાન્તિ લેવાથી તેને પહેલાંની માફક હુંશીયારી આવી. હવે તેનું ચિત્ત વહાણુપર લાગ્યું. ઘરમાં આળસુ બનીને બેસી રહેવું તેને પસંદ ના પડયું. તે દિવસ રાત્રે તે માતા પાસે બેઠો હતો તે વેળાએ તેણે સવારે વહાણુપર જવાની વાત કાઢી. સરૂએ તે માટે કાંઇ પણ વાંધો લીધો નહિ. હવે તેને પહેલાંની માફક ખલાસી ઉપર ક્રોધ ન આવતાં ઉલટો પોતાનો પુત્ર મહારાજાના વહાણુપર પોતાના બાપ જેવો તાંડેલ છે એવું અભિમાન આવતું હતું.

મધ્યાન્હે સાંવળ્યો તુકોજીને ભેટવાને દવાખાનામાં ગયો. ક્ષણવાર બીજી વાતો કરીને સાંવળ્યાએ પોતે બીજે દિને સવારે વહાણુપર જવાનું કહ્યું. આથી તુકોજી બોલ્યો, “ શું કાલ વહાણુપર જનાર છું ? ઠીક જજે. પણ સમજ્યો કે સાંવળ્યા, કાલ સવારે જવાનું છે તેથી તને એક વાત કહું છું. હવે તું મ્હોટો થયો છું. તેથી એકાદી અગત્યની વાત તને કહેવાને કાંઇ હરકત નથી. હું તને વસઇની ખાડીમાં ત્રણ વર્ષ પહેલાં મહારાજાનો વહાણુપરની જગ્યાનો આજ્ઞાપત્ર આપવા આવ્યો હતો, તે વેળાએ સુબાનજીએ ત્હારા માટે મોહનાની વાત કાઢી. નાયકનો તે વિચાર મ્હને પસંદ પડયો અને મ્હેં તેને હા પાડી છે, પરન્તુ હવે તું અને તારી માતા એક થયાં છો, તેથી તેની આ બાબતમાં સંમતિ મેળવવી જોઇએ. ”

સાંવળ્યાના વિચારને તદ્દન નવીન ટેકો મળ્યો. તુકોજીનું બોલવું સાંભળતાં જ મોહનાની રમ્ય મૂર્તિ તેની આંખ સામે આવીને ઉભી રહી. ઘણી વારે તે બોલ્યો, “ ત્હમે વડીલ છો તેથી ત્હમે જ માતા પાસે વાત કાઢો અને તેનો વિચાર પૂછો. હું એમાં શું કહું ? ”

“ શું કહું ? તું ન કહે તો કોણ કહે ? ” સાંવળ્યાને માથું નીચું ઘાલેલું જોઇને તુકોજી હસતો હસતો બોલ્યો, “ ઠીક, ઠીક, હું આવીને ત્હારી માનો વિચાર પૂછું છું ! ”

રાત ઘણી જ થઈ હતી. સવારે વહાણુપર જવાનું તેથી જલદીથી ઉઠીને

પુરેપુરો આરામ લેવો એવા ઉદ્દેશથી સાંવળ્યો બિછાનાપર પડ્યો હતો, પરન્તુ તુકોજીએ કહેલી મોહનાની વાતથી તેની નિદ્રા જતી રહી હતી. ઘણો વખત થયો એટલામાં બહારથી કોઇ બૂમો પાડે છે એવો તેને ભાસ થયો, પરન્તુ તે ભાસ નહોતો. ખરેખર, બહારથી તેને કોઇ બૂમો પાડતું હતું. કમળજાએ જલદીથી ઉઠીને બારણાં ઉઘાડયાં તો સાંવળ્યાને લાગ્યું કે દવાખાનાનું કામ-કાજ આટોપીને તુકોજી માતા પાસે મોહનાની વાત કરવા આવ્યો છે. તેની સાથે તે પણ જલદીથી બેઠો થયો.

"સાંવળ્યો તાંડેલ અહિં જ રહે છે કે?" બહારના મનુષ્યે દ્વાર પાસે આવીને પૂછ્યું.

સાંવળ્યાએ ઝટ લઇને આગળ આવીને કહ્યું, "હા."

"ત્હમે જરાક મ્હારી સાથે આવો તો ઠીક થશે." ક્ષણવાર વિચાર કરીને સાંવળ્યો જરાક બાજુએ ખસ્યો. આથી તે મનુષ્ય આગળ બોલ્યો, "ત્હમારા વડીલ ગણોબા સાત આઠ વર્ષથી ઘર બહાર ગયા છે તેનો કાંઇ પત્તો લાગ્યો છે કે?"

"ના."

"ત્હમે જો હમણાં મ્હારી સાથે આવો તો હું તમને તેમની ભેટ કરાવું. હાલ તે અમારા વહાણુપર અતિશય માંદા છે. સંધ્યાકાળ પછી તો તેમની પ્રકૃતિ ઘણી જ—"

"શું કહો છો? પિતાજી માંદા થયા છે? ચાલો હું આવું છું." એમ કહીને સાંવળ્યો કપડાં પહેરવા ઘરમાં આવ્યો. આટલી રાત્રે તેને જવાની તૈયારી કરતો જોઇને તે મા દીકરીને નવાઇ લાગી. કદાચ વહાણુપર જવાને માટે પેલો તેડવા આવ્યો હશે એવું પ્રથમ સરૂને લાગ્યું, પરન્તુ તે ખુલ્લે ખુલ્લું બોલી નહિ. સાંવળ્યો કપડાં પહેરીને માતાના બિછાના પાસે આવ્યો અને તરત જ બહાર આવેલા મનુષ્યે કહેલી પોતાના બાપની હકીકત ટૂંકમાં કહી. છેવટે બહાર જતાં જતાં તે બોલ્યો, "મા, હમણાં જઇને મારા બાપાની તબીયત જોઉં છું, અને તે આવી શકશે તો તેમને સંભાળીને હું ઘેર તેડતો આવીશ. ત્હમે પેલી તરફની ઓરડીમાં તેમને માટે વ્યવસ્થા કરો."

સાંવળ્યો તે મનુષ્યની સાથે ગયા પછી ઓરડી સ્વચ્છ કરીને તે બન્ને મા દિકરી સાંવળ્યો આવવાની વાટ જોતાં બેઠાં. મધરાત થઇ. પરોઢીયું થવા લાગ્યું અને છેવટે બીજો દિવસ ઉગ્યો છતાં સાંવળ્યો પાછો આવ્યો

નહિ! આથી સરૂએ કમળજાને દવાખાનામાં મોકલીને તુકોજીના કાનપર આ બધી હકીકત નાંખી. સર્વે સાંવળ્યાની વાટ જોતાં રહ્યાં. એક દિવસ થયો, બે દિવસ થયા, ચાર દિવસ થયા, અઠવાડિયું થયું, પંદર દિવસ ચાલ્યા ગયા, છતાં સાંવળ્યો પાછો આવ્યો નહિ! તુકોજીથી બની તેટલી તેની શોધ કરી પરન્તુ સાંવળ્યાનો પત્તો લાગ્યો નહિ. તે ક્યાં ગયો? તેનું શું થયું? એ સિવાય તે મા દિકરીને બીજા વિચાર નહોતા. જેમ જેમ દિવસ જવા લાગ્યા તેમ તેમ તેમની ચિન્તા વધવા લાગી.



# પ્રકરણ ૯ મું.

## મહારાજાનું દર્શન.

અરધી પળમાં ભવિતવ્યતાની ગતિ બદલાઇ ગઇ! ક્ષણવાર પહેલાં શાન્ત અને ભવ્ય દેખાતો સમુદ્ર એકદમ ખળભળી ઉઠયો. આલ્હાદ આપનારો વાયુ વાવાઝોડાના રૂપમાં બદલાઇ ગયો. નિરભ્ર નીલ આકાશ કાળાં વાદળાંથી આચ્છાદિત થઇ ગયું અને ભયંકર ગડગડાટ શરૂ થયો. વૃષ્ટિની શરૂઆત થયાને થોડો વખત થયો નહિ એટલામાં મૂશળધાર વરસાદ પડવા લાગ્યો, અને હવે આકાશ તુટી પડશે કે શું એવું વહાણપરના દરેકને લાગવા માંડયું. ક્ષણ પૂર્વે પવનની લહરી સાથે જે સઢ આનંદથી ડોલતો હતો તે સુસવાટા-બંધ વાયુનો અસહ્ય માર સહન ન કરી શકવાથી તેના ચીંથરેચીંથરા થઇ ગયા. વહાણ ભયંકર રીતે ડોલવા લાગ્યું. સુસવાટાવાળા પવન સામે ટક્કર ઝીલતા સમુદ્રને અત્યંત શ્રમ પડતો તોપણ તેની ભયંકર ગર્જના ચાલુ જ હતી. વચમાં વચમાં વહાણપરથી "યા અલ્લા તોબાહ" એવા અસ્પષ્ટ અને નિરાશાસૂચક શબ્દ સંભળાતા હતા. હવે થોડી વારમાં પોતાને જળમાં ડુબી જવાનો પ્રસંગ આવશે એવું સર્વ જણ જાણતા હતા. એટલામાં "તોબાહ, તોબાહ સેતાનનું વહાણ આવ્યું!" એવો તે વહાણપર એકસરખો ઘોંઘાટ થયો. સર્વ જણ ભીતિયુક્ત દષ્ટિથી તે ખળભળી ઉઠેલા સમુદ્રમાં ચારે બાજુએ જોવા લાગ્યા. પાસે જ તેમની માફક તોફાનમાં સપડાયેલું મરાઠાનું એક મ્હોટું વહાણ તેમની દષ્ટિએ પડયું. શત્રુ આટલો પાસે આવ્યો એ જોતાં જ મહા-મહેનતે તેઓએ પોતાના વહાણનું સુકાન ફેરવ્યું.

તે વહાણપર એક ખૂણામાં એક નિર્ભાગી કેદી બેઠેલો હતો. મરાઠાનું વહાણ પાસે આવ્યું એટલે તે વહાણપરના ખલાસીને ગભરાટમાં પડેલા જોઇને પોતાને છુટવાનો આ ઉત્તમ લાગ છે એવું તેને લાગ્યું. તેણે ક્ષણવાર ઉંચી દષ્ટિ કરીને જોયું તો મહારાજાની ભગવી પતાકા પવનમાં ફરકતી દીઠી. તે મહારાજાનું વહાણ પોતાના વહાણની માફક તોફાનમાં સપડાઇને ઝોલાં ખાય છે અને પોતાના વહાણ પ્રમાણે તે વહાણ પણ મ્હોટી આફતમાં છે એટલું તો તે જાણતો હતો, છતાં મોગલોના વહાણપર તોફાનમાં સપડાઇને પરતંત્ર-તામાં મરવા કરતાં પોતાની ટોળીમાં સ્વતંત્રપણે મરવું તેને ઘણું વહાલું લાગ્યું, છતાં મોગલોએ વિશ્વાસઘાત કરીને પોતાને કેદ કર્યો તે બદલ તેઓ-પર પુરેપુરૂં વેર લીધા સિવાય તે વહાણ છોડીને પોતાનો છુટકો કરવાને તે કેદીનું સ્વાભિમાની મન તૈયાર થયું નહિ.

આ તરફ ખલાસીઓનો એકસરખો ગભરાટ ચાલતો હતો. પોતે કેવી રીતે વેર લેવું એ બાબત તે કેદી ક્ષણભર વિચારમાં પડ્યો. બહાર ભયંકર વાદળ, અસહ્ય પવન, મૂશળધાર વરસાદ અને કાન ફાડી નાંખે એવી મેઘગર્જના તરફ આ કેદીનું બિલકુલ લક્ષ નહોતું, એટલો બધો તે વેર લેવાના વિચારમાં તલ્લીન થઇ ગયો હતો! એવામાં તેને એક વિચાર સૂઝી આવ્યો. તેણે હળવેથી પોતાની કમ્મરની બેવડમાં બાંધેલી ચકમક બહાર કાઢી અને સામી બાજુએ એક વાર દૃષ્ટિ ફેંકી. એ વેળાએ વહાણુપર સામાન અસ્તાવ્યસ્ત પડેલો હતો, અને સર્વે ખલાસી સઢ છોડવાની ખટપટમાં રોકાયા હતા એવું તેને જણાયું. ક્ષણવાર તે ઊભો રહ્યો. પુનઃ એકવાર ચોતરફ જોયું. કોઇનું પણ પોતાની તરફ લક્ષ નથી એવું જોઇને તેણે ધીમેથી ઉઠીને બાજુના ખૂણામાં પડેલા દારૂના ઢગલાપર જોરથી ચકમક પછાડી. પુનઃ તે ક્ષણવાર ઊભો રહ્યો. દારૂના ઢગલાપર ધુણી જોઇ–ન જોઇ એટલામાં મ્હોટેથી 'હર હર મહાદેવ' એવી ગર્જના કરીને જીવની પણ દરકાર ન કરતાં તે ખળભળી ઉઠેલા ભયંકર સમુદ્રમાં સ્વતંત્રતાને માટે એકદમ કુદી પડ્યો અને ક્ષણવારમાં આકાશને આલિંગન કરીને પાતાળની ભેટ કરવાને માટે તણીએ જનારા ભયંકર મોજામાં તે એકદમ ગુમ થઇ ગયો! કેદીએ જળમાં પડતું નાંખ્યાને એક ક્ષણ થઇ હશે નહિ એટલામાં મોગલના વહાણુપર ભયંકર ધડાકો થયો અને ખળભળી ગયેલા તે વિશાળ ઉદરના સમુદ્રે એક ખૂણામાં તે વહાણુને નિરંતરની જગ્યા આપી! તે કેદીએ પોતાની ઇચ્છા મુજબ પુરેપુરૂં વેર લીધું.

"અરે, કોઇ તે દુર્દૈવી પ્રાણીને બચાવો!" મરાઠાના વહાણુપર એક ઝુકમી પરન્તુ ગંભીર ધ્વનિ થયો.

આથી પાંચ પચીસ જણુ એકદમ સમુદ્રમાં કુદી પડ્યા. અહાહા! સાબાશ! શું એ લોકોનું સાહસ? બહાદુર મરાઠાઓ! ધન્ય છે તમને! પ્રત્યક્ષ મૃત્યુના પંજામાં પણ માલેકના શબ્દ માટે ભયંકર સાહસ કરનાર કઠણુ છાતીના વીર પુરૂષો તમે હોવાથી યશની તેજસ્વી માળા ત્હમારા પુણ્ય પ્રતાપી માલેક માટે જ હોય તેમાં બિલકુલ શંકા નથી! થોડી જ વારમાં તેની સત્યતા દેખાડવા માટે કાન ફાડી નાંખે એવી ભયંકર સમુદ્રની ગર્જનામાંથી "શ્રી શિવાજી મહારાજનો જય" એવી મંગળ ગર્જના સંભળાવા લાગી.

જોતજોતાંમાં વહાણુપરના લોકોએ મોગલોના વહાણુપરથી સ્વતંત્રતા માટે પાણીમાં ઝીપલાવનાર તે નિર્ભાગી પ્રાણીને બેશુદ્ધ સ્થિતિમાં ઉચકી લીધો.

"આ મ્હારો સાંવળ્યો!" આશ્ચર્યથી વહાણુપરના એક તાંડેલના મુખમાંથી ઉદ્ગાર નીકળ્યા.

"કોણ સાંવળ્યો તાંડેલ ? આ જ તે બાળવીર કે ?"

"હા સરકાર." આશ્ચર્યથી પ્રથમ ઉદ્ગાર કાઢનારે નમ્રપણે ઉત્તર આપ્યો.

"આ ત્હારો પુત્ર કે ?"

"હા સરકાર." એવું નમ્રપણે કહીને પુત્રવાત્સલ્યથી ગાંડા બનેલા ગણોબાએ—તે ગણોબા હતો એ વાંચકના લક્ષમાં આવ્યું જ હશે—સાંવળ્યાને એવી જ અર્ધ બેશુદ્ધ સ્થિતિમાં ક્ષણવાર સુધી પોતાના હૃદય સરસો ચાંપ્યો.

"ત્યારે તો મ્હને ઘણો આનંદ થયો. જંજીરાનો ઘેરો ઉઠાવીને હું આવ્યો તેનું ખરેખરૂં સાર્થક્ય થયું, કારણકે મ્હારો એક વિશ્વાસુ બાળવીર આ તોફાનમાંથી બચ્યો."

મહારાજાનો સહાનુભૂતિદર્શક ગંભીર શબ્દ કાને પડતાં જ અર્ધ શુદ્ધિમાં આવેલા આપણા કથાનાયકે ચક્ષુ ઉઘાડયાં. એવામાં તેની સામે ઉંચા આસનપર બેઠેલા મહારાજા ઉપર તેની દૃષ્ટિ ગઈ. તોરાવાળી પાઘડી, ભવ્ય પોષાક અને જમણા હાથમાં હમેશાં વિજય આપનારી ભવાની તરવાર ઇત્યાદિ અલૌકિક વસ્તુઓ તેમની પાસે જોઇને વંદનીય મહારાજ આ પોતે જ છે એવું તેને લાગ્યું. તે એકદમ ઉઠયો અને ચિન્તારહિત બનીને કૃતજ્ઞતાપૂર્વક તેણે મહારાજાના ચરણમાં પોતાનું શીર નમાવ્યું. જે પુરૂષના વહાણપર ન્હાનપણથી જ રહેવાની તેની ઇચ્છા હતી, જે પ્રતાપશાળી વીરની વખતોવખત સાંભળેલી પ્રૌઢ કીર્તિપર તે લુબ્ધ થઇને જેનો તે પુરેપુરો અભિમાની બન્યો હતો તે સ્વાતંત્ર્યપ્રિય મહારાજાને આજ પ્રત્યક્ષ જોઇને તેમના ચરણમાં પોતાનું શીર નમાવવાનો લાભ મળ્યો તેથી સાંવળ્યાને એટલો બધો આનંદ થયો કે તેણે તેમના વંદનીય ચરણપરથી પોતાનું મસ્તક લઇ લેવાનું યોગ્ય ધાર્યું નહિ.

"ઉઠ, સાંવળ્યા, ઉઠ! ગણોબા, આને લઇ જા અને નવાં વસ્ત્રો પહેરવાને આપ."

હમણાં તોફાન લગભગ શાન્ત થયું હતું. થોડી વારમાં ભીંજાયેલાં વસ્ત્રો બદલીને ગણોબાએ સાંવળ્યાને મહારાજા પાસે લાવીને ઊભો કર્યો. ક્ષણ વારે "મોગલોના વહાણપર તું કેવી રીતે આવ્યો ?" એવો મહારાજાએ તેને પહેલો પ્રશ્ન પૂછયો. આથી બાપે કપડાં બદલાવતાં શીખવી રાખ્યા પ્રમાણે મહારાજાને નમન કરીને સાંવળ્યો નમ્રતાથી પોતાની હકીકત કહેવા લાગ્યો.

ગયા પ્રકરણમાં સાંવળ્યાને રાત્રિના વખતે એક મનુષ્યે "ગણોબા માંદો છે, તેની ભેટ કરાવી આપું," એવું કહીને ફસાવ્યો હતો તે વાંચક જાણે છે.

સાંવળ્યાને તે મનુષ્યનો બિલકુલ વહેમ આવ્યો નહિ. ઘણાં વર્ષે પિતાની ભેટ થાય છે એ વિચારમાં તે મૂંગે મોઢે તે મનુષ્યની પાછળ પાછળ એક વહાણપર ગયો. તે વહાણ મોગલોનું હતું. સાંવળ્યાને વહાણપર લાવેલો જોઇને વહાણપરનો મુખ્ય તાંડેલ તેની પાસે આવીને તેને ધમકાવીને બોલ્યો, "અમારો મુરારી ક્યાં છે? તેને ત્હેં પકડી આપ્યો તેની હરામખોરીનો બદલો લેવા માટે તને અહિં લાવ્યા છીએ. હવે ત્હારે અહિંથી છુટવું હોય તો કોલાબામાં મરાઠાનો ખજાનો ક્યાં આગળ છે તે અમને કહે, નહિતો અમારા મુરારીનો જેમ ત્હેં અંત આણ્યો તેમ અમે ત્હારો અંત આણીશું." તાંડેલનું આ ભાષણ સાંભળીને પોતે ક્યાં આવ્યો છે તેની સાંવળ્યાને તરત જ ખબર પડી. તેણે કાંઇ પણ જવાબ આપ્યો નહિ, એટલું જ નહિ પણ છેવટપર્યંત કોઇ સાથે બોલવું નહિ એવો દૃઢ નિશ્ચય કર્યો. તે વહાણપર કેટલાક કોળી લોકો હતા, તેમણે સાંવળ્યા પાસેથી સીધી રીતે વાત કઢાવવાનો ઘણો પ્રયત્ન કર્યો પરન્તુ તેનો કાંઇ ઉપયોગ થયો નહિ. આવી રીતે પંદર દિવસ ચાલ્યા ગયા, એટલામાં જંજીરાના શિદ્દીએ શિવાજી મહારાજનો ઘેરો ઉઠાવવા માટે મદદ માંગી છે તો તેમનું વહાણ શિદ્દીની મદદે લઇ જવું એવો સુરતના મોગલ સુબેદાર તરફથી તે વહાણના મુખ્ય તાંડેલપર હુકમ આવ્યો. તે જ પ્રમાણે તે વહાણ નીકળ્યું હતું એટલામાં રસ્તામાં તોફાનમાં સપડાયું. તે જ સમયે મહારાજાનું વહાણ પણ જંજીરાનો ઘેરો ઉઠાવીને જીદ્દીને મદદ કરવાને તૈયાર થએલા સુરતના સુબેદારનું વેર લેવાને જતું હતું. તેટલામાં રસ્તામાં તોફાન થયું. આ રીતે તોફાનનું વર્ણન કરેલો પ્રસંગ ઉપર જણાવ્યો છે.

ઉપરોક્ત હકીકત પોતાના શબ્દોમાં સાંવળ્યાએ કહ્યા પછી પોતે આખરે દારૂના ઢગલાને આગ કેવી રીતે સળગાવી તે કહ્યું. આથી મહારાજ આનંદથી હસતા હસતા બોલ્યા, "પ્રથમ મ્હને લાગ્યું કે ત્હેં સમુદ્રમાં કુદકો માર્યો, તે પછી તે વહાણ તોફાનમાં સપડાઇને ડૂબી ગયું પરન્તુ તે તેથી ન ડૂબતાં ત્હારા વેરનો ભોગ થયું કે? સાબાશ, આ ત્હેં મ્હારૂં મ્હોટું કાર્ય કર્યું છે. આવડા મ્હોટા શત્રુની ત્હેં એકલાએ એક પલકમાં ખબર લીધી તેનો જલદીથી જ યોગ્ય વિચાર થશે. હાલ તો જા, કેટલોક વખત સ્વસ્થ થઇને વિશ્રાંતિ લે."

આઠ વર્ષે આજ પિતાપુત્રની ભેટ થઇ હતી. બન્ને જણા એક બીજાને ભેટવા માટે અત્યંત ઉત્સુક થયા હતા. મહારાજાએ સર્વે હકીકતનો વિચાર કરીને સાંવળ્યાને જવાનું કહ્યા પછી વહાણના નીચેના ભાગપર આવતાં જ તેને એકાન્ત મળ્યું. સાંવળ્યો, 'બાપા,' એમ કહીને ગણોબાને ભેટી પડ્યો!

પરન્તુ તેણે ઉચ્ચારેલા 'બાપા' એવા એક જ શબ્દવડે ગણોબાનું હૈયું ભરાઇ આવ્યું. તેનું અંતઃકરણ પીગળી ગયું. તે બન્ને બાપદીકરાને આંસુ આવ્યાં. પછી ક્રમે ક્રમે સાંવલ્યાએ પોતાના ઘરની અને વહાણપરની સર્વ હકીકત બાપને કહી. તે સાંભળીને પોતાના પુત્રના સાહસ માટે અને શૌર્ય માટે તેને આનંદ થયો પરન્તુ પોતાની કજીયાખોર પત્ની હવે સુધરી એ સાંભળીને તો તેને અત્યંત આનંદ થયો.

વાંચક, સાંવલ્યાનો બાપ ગણોબા મહારાજાના વહાણપર કેવી રીતે આવ્યો તેનો અહિં ઉલ્લેખ કરીને આપણી કથા તરફ વળીએ. પોતાની પત્ની મારથી મૃત્યુ પામી એવું સમજીને ગણોબા નાસી ગયો એ હકીકત ચોથા પ્રકરણમાં આવી ગઇ છે. પછી ગણોબા છુપાતો છુપાતો નાસીને બીજે દિવસે થાણાની ખાડીમાં આવી પહોંચ્યો. પોતાના મારથી પત્ની મરી ગઇ એવું તેનું છેવટસુધી સમજવું હતું. આથી પોતાને સરકાર પકડવા ક્યારે આવશે એનો ભરૂસો નહિ એવું તેને લાગતું. થાણાની ખાડીમાં આવીને એ દિવસ એકાન્તમાં કાઢીને પોતાની પૂંઠે શું ગડબડ ચાલે છે તેની તેણે શોધ કર્યો, પરન્તુ તેને કોલાબાના કાંઇ જ સમાચાર મળ્યા નહિ. ત્યાં તેણે મહારાજ [1]ગોવાપર ચાલ્યા ગયા એવી ખબર સાંભળી. આથી તેમના વહાણપર જઇ મળવાને તેણે મનસુબો કર્યો. બારદેશની હદમાં જતાં સુધીમાં તેને ઘણું જ કષ્ટ ભોગવવું પડ્યું. કેટલાક માઇલ તો તે પગે ચાલીને ગયો. અહિં મહારાજાના વહાણની શોધ કરતાં તેને એક અગત્યની વાત મળી આવી. તે સમયે મહારાજાને ગોવાપર ચાલી આવેલા જોઇને ફિરંગીઓ ઘણા ગભરાયા અને પોતાના બચાવ માટે પ્રયત્ન કરવા લાગ્યા, પરન્તુ તેમને યશનું ચિન્હ માલુમ પડ્યું નહિ. આથી તેમણે કુડાળકર દેશાઇના (સબનીસ) અનંત શેણવીને મહારાજ પાસે મોકલીને સલાહ માટે કહેવડાવ્યું. પરન્તુ આ શેણવીએ હિતશત્રુત્વ બતાવીને મહારાજાનો ઘાત કરવાનો વિચાર કર્યો. આ મહત્ત્વની બાતમીની ગણોબાને અહિંયા ખબર પડી. આથી તેણે મહામહેનતે

---

૧. તે વેળાએ મહારાજાએ બારદેશમાં ચારે બાજુએ પોતાનાં થાણાં બેસાડ્યાં હતાં તે જોઇને ગોવા પોતાના હસ્તગાંથી જશે એવી ફિરંગીઓને દહેશત લાગી. અનંત શેણવીના કપટની હકીકત સાંભળીને પોતાપર આવું ભયંકર સંકટ આવી પડ્યું તે બદલ તેમને પશ્ચાત્તાપ થયો. પછી તેમણે વીસ હજાર મહોરો, કિંમતી વસ્ત્રો અને બીજી મૂલ્યવાન વસ્તુઓ નજરાણા તરીકે એલચી સાથે મોકલીને મહારાજાની માફી માંગી અને સલાહ કરી. તે કરારમાં ફિરંગીએ દર વર્ષે નવ તોપો અને કેટલુંક જવાહિર મહારાજાને આપવું એવું નક્કી થયું.

મહારાજાની ભેટ લઇને તેમને શેણુવીના વિશ્વાસઘાતના વાત કહી. પછી ફિરંગીઓએ સલાહનું કહેવડાવવાથી મહારાજ બેફિકર રહ્યા છે એવું સમજીને અનંત શેણુવીએ દસ હજાર ફિરંગીઓ લઇને એકાએક રાત્રે મહારાજપર છાપો માર્યો. ગણોબા પાસેથી શત્રુની ગુપ્ત બાતમી તેમને પ્રથમથી જ મળેલી હોવાથી મહારાજ સાવધ હતા. તેમણે સવારસુધી કાંઇ પણ હીલચાલ કરી નહિ પરન્તુ વ્હાણું વાતાં જ ખૂબ શૂરમાં આવીને એકદમ શત્રુપર તુટી પડીને કાપાકાપી ચલાવી. આ ઝપાઝપીમાં શત્રુના આઠ હજાર માણસો મરણ પામ્યાં. પછી મહારાજાએ બારદેશ લુંટી બાળીને ઉજ્જડ કર્યો અને ફિરંગી વહેપારીઓ સપડાયા તેમને પકડીને ઘણા પૈસા પડાવ્યા.

આ ગોવાની [1]લઢાઇ પુરી થયા પછી મહારાજ પોતાના નવા પ્રાન્તની વ્યવસ્થા કરવામાં ગુંથાયેલા હતા એવામાં શહાજી સ્વદેશમાં જવાની ખબર તેમને મળી. આથી હાથમાંનું કામ પડતું મુકીને મહારાજ [2]પિતાને મળવાને નીકળ્યા. તે સમયે તેમની પોતાની સાથે જે મનુષ્યો હતા તેમાં ગણોબા પણ હતો. ગણોબાએ મહારાજની સાથે આખો મહારાષ્ટ્ર દેશ જોયો. શહાજીરાજા પાછા કર્ણાટક ગયા પછી મહારાજાએ મોગલોનાં ગામપર ગામ અને મ્હોટાં શહેરો [3]લુંટવા માંડયાં. તેમાં પણ ગણોબાએ ઘણી જ વીરતા બતાવી.

---

૧. આ લઢાઇ ઇ. સ. ૧૬૬૨ માં પુરી થઇ. એટલી મુદતમાં મહારાજાએ કલ્યાણથી ગોવા સુધી ૩૦૦ માઇલ લાંબો કોકણ પ્રદેશ અને ભીમા નદીથી વારણા નદી સુધીનો ૧૬૦ માઇલ લાંબો કોકણ ઘાટ કબજે કર્યો. આ મુલકની પહોળાઇ આશરે ૧૦૦ માઇલ હતી. તે વેળાએ તેમની પાસે ૫૦ હજાર પાયદળ અને સાતસેં ઘોડેસ્વાર હતા.

૨. શહાજી રાજા કર્ણાટકમાંથી આવ્યા તે વેળાએ કેટલીક તેજદાર તરવારો તૈયાર કરીને લાવ્યા હતા. તે તેમણે મહારાજાને આપી અને તેમના અપ્રતિમ પરાક્રમથી પરમસંતોષ પામીને નિશાની દાખલ પોતાના હાથે એક અતિશય મૂલ્યવાન તરવાર તેમને આપી. તેનો મહારાજાએ પરમપૂજ્ય બુદ્ધિથી સ્વીકાર કરીને તે પોતાના પ્રિય અને મહાપ્રતાપી પિતાના હસ્તની યશસ્વી તરવાર જાણીને તેનું નામ 'તુળજા' પાડયું અને 'ભવાની' તરવાર પાસે નિત્ય પૂજામાં મુકી.

૩. મહારાજની આ ભયંકર લુંટ જોઇને ઔરંગઝેબે પોતાના મામા શાસ્તાખાનને એક લાખનું સૈન્ય આપીને મહારાજ સામે મોકલ્યો. તેના વિષે એવું કહેવાય છે કે તેની સાથે સાતસેં હાથી, પાંચ હજાર ઉંટ, ત્રણ હજાર દારૂગોળાના ભરેલાં ગાડાં, બે હજાર ઘોડાનાં ગાડાં અને બત્રીસ કરોડનો ખજાનો હતો. આ અસંખ્ય સૈન્ય મુકામ કરતું ત્યારે બે ગાઉ લાંબી અને દોઢ ગાઉ પહોળી જગ્યા રોકતું. દિલ્હીથી દક્ષિણમાં આવતાં આ સૈન્યને ત્રણ માસ લાગ્યા. આ ખાનને મહારાજાએ કેવી રીતે હરાવ્યો તેની વાંચકને માહિતી છે જ.

મોગલોએ મહારાષ્ટ્રમાં આવી જ રીતે ત્રાસ ચલાવ્યાથી મહારાજાએ બીજી બાજુએ તેમના બાર્સિલોર વિગેરે ધનાઢ્ય શહેરો લુંટવાનો વિચાર કર્યો. તેમણે સાથે લાવેલા થોડા ઘણા મનુષ્યો વહાણપર મોકલીને તેમની સાથે સિંધુદુર્ગ નજીક વહાણ તૈયાર કરવાનો હુકમ મોકલાવ્યો. આ પોતાનો મનસુબો તદ્દન ગુપ્ત રાખવા માટે તેમણે બહાર એવી વાત ફેલાવી કે મોગલોની જુન્નરની છાવણીપર હલ્લો કરવાની તૈયારી ચાલે છે. આવી ખોટી ખબર ફેલાવીને મહારાજ એકાએક માલવણમાં ગયા અને ત્યાં તૈયાર કરી રાખેલા વહાણમાં બેસીને તે બાર્સિલોર ચાલ્યા ગયા. સુર્યોદયના સુમારે સૈન્ય શહેરમાં પેંહું. અહિંના માણસો તદ્દન બેસાવધ હતા. સમુદ્રમાંથી કોઈ શત્રુ પોતાપર ચઢી આવશે એવું તેમના મનમાં પણ નહોતું. મહારાજાએ ફક્ત એક જ દિવસ ત્યાં રહીને સુરત પ્રમાણે તે શહેરમાંથી પુષ્કળ દ્રવ્ય લુંટયું. અહિંની લુંટનો અવેજ એકંદર ત્રણ કરોડનો હતો. આ શહેર લુંટયા પછી ત્યાંથી આગળ કુચ કરતાં કડવાલ, સિધ્ધેશ્વર, મિરજ, આકોલા, કોદ્રા, હુમાઉદ વિગેરે સ્થળો સર કરીને [1]ગોકર્ણ મહાબળેશ્વર તેમણે હસ્ત કર્યું. આટલી મ્હોટી લઢાઇ આટોપીને મહારાજાએ પોતાનાં સર્વે વહાણ પાછાં મોકલી દીધાં. તે વહાણપર દર્યાસાગર અને એમના વહાણપર ગણોબા માલવણના કિનારાપર થાણે પાછા આવ્યા.

ધીમે ધીમે પોતાની આ હકીકત કહીને ગણોબા બોલ્યો, "સાંવળ્યા, આ પહેલાં ત્રણ વર્ષે હું મહારાજા સાથે લઢાઇમાં રોકાયો હોવાથી મ્હને તું ઝાઝો સાંભર્યો નહિ, પરન્તુ થાણાપર વહાણ આવ્યા પછી મ્હને દરરોજ તું અને તે ખૂબસુરત છોકરી કમળજા સાંભરતાં હતાં. પરન્તુ તે શું કામનું? તમને

---

૧. મહારાજાએ ગોકર્ણ મહાબળેશ્વર તાબે કરીને ત્યાંના દેવસ્થાનનાં દર્શન કર્યાં અને પુષ્કળ દાન કર્યું. ત્યાંથી બેદનુર પ્રાન્તમાં શિવપ્પા નાયક નામનો એક જાગીરદાર સ્વતંત્ર થઈ ગયો હતો તેને મહારાજાએ કહેવડાવી મોકલ્યું કે "તમે મ્હને દર વર્ષે અમુક ખંડણી આપીને તમારો એલચી મ્હારી પાસે મોકલજો." આ મહારાજાના સંદેશાનો તે મગરૂર નાયકે જવાબ મોકલ્યો કે "અમારી પાસેથી ખંડણી લઇ જવાની તાકાત હોય તો જાતે આવીને લઇ જાઓ." આવો ઉદ્ધતાઇભરેલો જવાબ મહારાજથી સહન થઈ શકયો નહિ, અને તેમણે ઉપર લખેલાં થાણાં એક પછી એક સર કરવા માંડયાં. આથી નાયક ગભરાઇ ગયો. તેણે તત્કાળ એક લાખ રૂપિયાનું જવાહીર અને કેટલાંક મૂલ્યવાન વસ્ત્રો આપીને એક એલચીને મોકલ્યો અને પાછળથી નમ્રતા અને સ્નેહભાવ બતાવીને તે જાતે મહારાજને મળવા આવ્યો. તેણે મહારાજ સાથે એવો કરાર કર્યો કે હું દર વર્ષે ત્રણ લાખ રૂપિયા ખંડણી બદલ આપીશ.

છોકરાંઓને આવી મળવાને મ્હારૂં મન કદી નહોતું કરતું! ત્હારી માને બેહદ મારીને તેનું ખૂન કર્યું અને કાળું મુખ કર્યું તેથી તું મ્હારો તિરસ્કાર કરશે એવો વિચાર મનમાં આવવાથી તમને ન મળવાનો મ્હેં વિચાર કર્યો, પરન્તુ આ છેલ્લાં બે ત્રણ વર્ષથી તો મ્હારો નિશ્ચય ડગમગવા લાગ્યો. ત્હેં કરેલા શૌર્યનાં કામો, તને મળેલું ઇનામ, આ સર્વ વાતો મ્હને વખતોવખત મળતી ગઈ તેથી તને મળવા માટે મ્હારો જીવ ઊંચો નીચો થવા લાગ્યો. છેવટે આજ તે દિવસ આવી પહોંચ્યો."

"પણ બાપા, હવે ત્હમે મારી માને મળવા ઘેર આવશોને ?"

"હાસ્તો ! હવે ત્હારી માતાને એક વાર મળું એવું મ્હને મન થયું છે, પણ આ સુરતની લઢાઇ પુરી થયા વિના આપણાથી શી રીતે જવાય ?"

"એટલે ! હવે મહારાજ સુરત જવાના છે શું ?"

"હા. હમણાં જ અમે જંજીરાને ઘેરો ઘાલ્યો હતો, પરન્તુ આ સુરતના મોગલ સુબેદારે ત્યાંથી મદદ મોકલેલી હોવાથી તે ઘેરો સરકારે ઉપાડી લીધો. તેણે શિદ્દીને મદદ કરી તેથી તે સુબેદારનો પણ ગર્વ ઉતારવા માટે મહારાજ ત્યાં જાય છે."

"ત્યારે મ્હને પ્રત્યક્ષ મહારાજના વહાણુપર રહેવાનું મળશે !" મહારાજ જે વહાણુપર છે તે જ વહાણુપર પોતાને રહેવાનું મળશે એ જોઇને સાંવળ્યો ઘણા આનંદથી બોલી ઉઠયો.

---

# પ્રકરણ ૧૦ મું.

## બાર વહાણુના ઉપરીની સનદ.

તે વેળાએ શહેરોમાં સુરત શહેર વહેપારમાં શ્રેષ્ઠ ગણાતું હતું. અંગ્રેજ, ફ્રેન્ચ, ડચ ઇત્યાદિ દૂર દેશના વહેપારીઓની તડામારથી તે શહેર આખો દિવસ ગાજતું જણાતું હતું, પરન્તુ હમણાં ત્રણ દિવસથી તે શહેરમાં વહેપાર બંધ પડીને મહારાજાના લશ્કરી સિપાહીઓનાં શસ્ત્રોનો ખણખણાટ સર્વત્ર સંભળાતો હતો. તે વેળાનો દેખાવ જોકે રમણીય નહોતો છતાં ઘણો જ ભવ્ય જણાતો હતો. કિનારા પાસે જ મહારાજાની છાવણી પડેલી હતી. ઠેકાણે ઠેકાણે વૃક્ષ નીચે, કિનારાપર અને મેદાનમાં જ્યાં ત્યાં મરાઠા પથરાઇ ગયા હતા. મધ્ય ભાગમાં વહાણુના સઢ પ્રમાણે દેખાતી એક ભવ્ય રાવટીમાં મહારાજ સ્વસ્થપણે વિશ્રાન્તિ લેતા હતા. તે રાવટીમાં વીરને છાજે એવી વસ્તુઓ વિશેષ જણાતી હતી. એકાદા મોગલ સરદારની માફક કિંવા બાદશાહની માફક સ્વારીના કે શિકારના વખતમાં એશઆરામ અને સુખોપભોગની વસ્તુનો તેમને તેમના અંતઃકરણથી જ ધિક્કાર હતો. પોતાને એક મહત્ત્વનું કાર્ય કરવાનું છે એવી મહત્ત્વાકાંક્ષા દિનરાત તેમના મનમાં હતી, અને તે કાર્ય પ્રાપ્ત કરવા માટે તેમનો પ્રયત્ન શરૂ જ હતો. મહારાજાની પાસે મોરોપંત, પ્રતાપરાવ ગુજર અને કેટલાક વિશ્વાસુ કારકુનો બેઠા હતા. બહારની બાજુએ હાથમાં નગ્ન તરવારો પકડીને સિપાહીઓ પહેરો ભરતા હતા. એક બાજુએ લુંટના સામાનનો ઢગલો પડેલો હતો અને કારકુનો લુંટમાં મળેલા સામાનની યાદી કરતા હતા.

" અરે ! હમણાં કોલાબે ટપાલ મોકલો તેમાં પેલા સાંવળ્યા તાંડેલનો પણ પત્ર છે કે નહિ તે તેને પૂછી જોજો ! ? " મહારાજ ક્ષણવાર પછી આગળ બોલ્યા, " પંત, તે ઘણો સાહસી જણાય છે ! મ્હારી ઇચ્છા એવી છે કે તેને આ સ્વારીમાં પાસે રાખીને એકાદા કામની જવાબદારી તે કેવી સમજે છે તે જોઉં. પછી કેટલાંક વહાણુ તેને સ્વાધીન કરીને તેને આ પ્રાન્તના રક્ષણ માટે મુકું."

" મહારાજની ઇચ્છા યોગ્ય છે. " મોરોપંત બોલ્યો, " આજ્ઞા મુજબ બે દિવસથી હું તેની તપાસ કરું છું, પરન્તુ તેના સાહસમાં કાંઇ ખોડ કહાડવા જેવું નથી, એવી મ્હારી ખાત્રી થઇ. સવારે તેણે અંગ્રેજની કોઠીપર એટલી સાવચેતીથી હલ્લો કર્યો કે ક્ષણવાર મને પણ તેના સાહસથી નવાઇ ઉપજી. "

" તેની હિંમત બાબત મ્હારી પણ ખાત્રી થઇ છે જ. આવી હિંમતની અને એક ટોપીની મ્હારી ભવિષ્યની પ્રજા થશે તો મ્હેં રોપેલા આ બીજું

કેટલાક વખત પછી સારૂં ફળ થશે." એવું કહીને દરવાજા પાસે ઉભેલા આપણા કથાનાયક તરફ મહારાજાએ દૃષ્ટિ કરી. એટલામાં એક બીજો મનુષ્ય દરવાજામાં આવીને ઉભો રહ્યો. તેને જોતાં જ મહારાજ બોલ્યા, "કોણ! બહિરજી, અંદર આવ."

બહિરજી અંદર આવ્યો. તેની સાથે સાંવળ્યો પણ અંદર આવ્યો. બન્ને જણાએ મહારાજાને નમન કર્યું.

"બહિરજી, શું ખબર છે?"

"કાંઇ વિશેષ નથી સરકાર. ઔરંગાબાદથી મ્હોબતખાન અને દાઉદ-ખાન એ બે સરદારો દસ હજાર માણસની ફોજ લઇને સુરતની મદદે આવે છે, તેથી ખબર આપવા માટે સરકાર પાસે આવ્યો છું."

"ઠીક છે. અને તાંડેલ, ત્હારી શી ખબર છે?"

"સરકાર, પુષ્કળ જવાહીર લઇને તારતાર રાજા આઠ એક મકાનમાં છુપાઇ રહ્યો છે, એવી મ્હને હમણાં જ ખબર પડી." ઘણી જ નમ્રતાથી સાંવળ્યાએ ઉત્તર આપ્યો.

મહારાજ ક્ષણવાર વિચારમાં ગરક થઇ ગયા. પછી તેમણે સ્નેહથી પ્રતાપરાવ અને મોરોપંત તરફ જોયું. સ્વામીની દૃષ્ટિપરથી સ્વામીની ઇચ્છા તત્કાળ સેવકોના લક્ષમાં આવી. હમણાં જ સાંભળેલી બન્ને વાતો અત્યંત મહત્વની હતી. તે બન્ને વાતો એટલી બધી નવાઇ જેવી હતી કે એકની આશામાં ગુંથાઇને બીજી બાજુએ સંકટ ઉભું કરવા જેવું હતું અને સંકટ ટાળવા જાય તો લુંટનો અંત આવી લાગે! આ વિચાર તેમના મનમાં આવ્યા સિવાય રહ્યો નહિ. મહારાજાએ ક્ષણવાર વિચાર કરીને પ્રતાપરાવ અને મોરોપંતના મત પૂછ્યા અને આગળ શું કરવું તેનો વિચાર કર્યો.

"ઠીક છે પંત, હમણાં ઠરાવ્યું તે જ પ્રમાણે કહીને સૂર્યોદય પહેલાં આપણે આપણું કાંઇ પણ અહિં રહેવા દેવું નહિ, એટલે થયું." એમ બો-લીને મહારાજ સાંવળ્યા તરફ વળીને બોલ્યા, "સાંવળ્યા, પ્રતાપરાવ આપે તે મનુષ્યો લઇને તે મકાનનો બરાબર ભેદ લઈ આવ. પણ સાંભળ, બાતમી મેળવતાં આપણી હીલચાલની મકાનમાંના કોઇને ખબર પડવા દેતો નહિ, અને સવારના જેવું જ એકાદું સાહસ કરતો નહિ, જા."

મહારાજાએ સોંપેલા કામથી સાંવળ્યો અત્યંત આનંદ પામ્યો. થોડી જ વારમાં પ્રતાપરાવે આપેલા બહાદુર માણસો સાથે તે નીકળ્યો. તે વખતે મધ્ય-રાત થવા આવી હતી. મહારાજાની વણુ દિવસની લુંટથી આખું સુરત શહેર

તદ્દન સામસુમ થયું હતું. તરત જ સાંવળ્યાએ બાદશાહના આશ્રયથી રહેલા કાસ્કરના તાર્તાર રાજાનો પત્તો મેળવ્યો. તે મકાનમાં જવાનો રસ્તો ફ્રેન્ચ લોકોની કોઠીમાંથી હતો. આથી તે જરાક વિચારમાં પડ્યો. પરન્તુ સાંવળ્યાની સમયસૂચકતા બહુ જ હતી. તેને ઝાઝો વખત વિચાર કરવો પડ્યો નહિ. સાથે આવેલા માણસોને બોલાવીને તે બોલ્યો, " હું આ વખારનો દરવાજો હરકોઈ પ્રકારે ઉઘાડું છું, ત્યાંસુધીમાં ત્હમારામાંથી એક જણ છાવણીમાં જઇને મહારાજાના કાને આ વાત નાંખો અને મકાનમાં જવાનો રસ્તો ખુલ્લો છે એમ કહેજો."

થોડી વારે તેમનામાંથી એક જણના ગયા પછી સાંવળ્યાએ પોતાના સાત આઠ માણસો સાથે એકદમ મ્હોટેથી " હરહર મહાદેવ " એવી ગર્જના કરીને વખારના દરવાજાપર હલ્લો કર્યો. વખારમાં એકસરખો ઘોંઘાટ મચી રહ્યો. મહારાજ સુરત આવ્યા તે વખતથી ફ્રેન્ચ વખારને બ્હીક પેઠી હતી. મરાઠાની પોતાપર ક્યારે ખફામરજી થશે તેનો કાંઇ નિયમ નહોતો, તેથી તે પહેલેથી જ તૈયાર હતા. પોતાની કોઠીપર મરાઠા હલ્લો કરે ત્યારે તેઓને શરણે જઇને વખારનો બચાવ કરવો એવો પ્રથમથી જ તેઓએ વિચાર ગોઠવી રાખ્યો હતો. છેવટે તે દિવસ આવી પહોંચ્યો એવું તેમને લાગ્યું. દરવાજાપર મરાઠાઓની ગરબડ સાંભળતાં જ તેઓએ ચુપકીથી દરવાજા ઉઘાડ્યા. એટલામાં મહારાજા જાતે જ પોતાના બહાદુર મનુષ્યોને લઇને આવી પહોંચ્યા. ફ્રેન્ચોએ કાંઈ પણ ગરબડ ન કરતાં તેમને વખારમાં જવાનો રસ્તો આપ્યો. લગભગ એક પ્રહર સુધી મહારાજાએ તાર્તાર રાજાનું મકાન લુંટ્યું. તેમાંથી તેમને સોનું, રૂપું, જવાહીર વિગેરે કિંમતી સામાન મળી આવ્યો.

અરૂણોદય પહેલાં એક ઘડીએ મહારાજ પોતાની છાવણીમાં ગયા. પાછા આવીને ક્ષણ પણ વિલંબ કર્યા સિવાય સર્વ લુંટને ઉંટપર ભરવાનો તેમણે હુકમ આપ્યો. પછી દોલતખાન અને દર્યાસાગર જે પોતાના વહાણપર સરદારો હતા તેમને અને બીજા ખલાસીઓને પાસે બોલાવીને તેમના દેખતાં સાંવળ્યાનો હાથ પકડીને બોલ્યા, " મ્હારા [1]પદ્મદુર્ગમાં કેટલાંક વહાણ તૈયાર થાય છે તેમાંથી બાર વહાણપરનો હું તને તાંડેલ નીમું છું, તે માટે આ ત્હારી સનદ—" એમ કહીને મોરોપંતે આગળ ધરેલો પત્ર લઇને મહારાજાએ સાંવળ્યાના હાથમાં આપ્યો. " તું ત્હારા વહાણ લઇને દર્યાસાગર સરદારના હુકમમાં રહેજે."

---

૧. માલવણ પાસે આ પદ્મદુર્ગ કિલ્લો છે. ત્યાં વહાણ બાંધવાનું મ્હોટું કારખાનું હતું. સિંધુદુર્ગ વહાણ રાખવાની જગ્યા અને વિજયદુર્ગ અને કોલાબા વહાણપરની તોપો અને દારૂગોળો રાખવાની મહારાજની જગ્યાઓ હતી.

સાંવળ્યાએ સનદ હાથમાં લઇને મહારાજના ચરણમાં મસ્તક નમાવ્યું. આથી મહારાજાએ તેને ઉઠાડીને ગણોબાને સ્વાધીન કર્યો. તેણે સ્નેહથી પોતાના પુત્રને છાતી સરસો ચાંપ્યો તે જોઇને મહારાજા આગળ બોલ્યા, " ગણોબા, આ ત્હારા પુત્રને બરાબર સાચવ. તેના ઉતાવળાપણા તરફ લક્ષ આપ. ખરાબ કામમાં તેને સાહસ કરવા દેતો નહિ. હમણા હું [1]દક્ષિણમાં જાઉં છું, પરન્તુ આ મુલકની જવાબદારી ત્હારે શીર છે, એ ધ્યાનમાં રાખજે. "

એકાદી યક્ષણીએ દિવાસળી ફેરવી હોય તે પ્રમાણે સૂર્યોદય થયો હોય એવું શહેરના લોકોને લાગવા માંડયું. ગઇ રાત્રે આખા શહેરમાં પ્રસરી રહેલા મુંગાઓ માફક સર્વત્ર દેખાતા મરાઠાના ટોળામાંનો એકે મરાઠો અત્યારે દેખાતો નહોતો ! મહારાજ દક્ષિણમાં જવાને નીકળ્યા પછી તેમનાં વહાણ પાછાં ફર્યાં. હવે સાંવળ્યાને સ્વતંત્રપણે વિચાર કરવાનો પુષ્કળ વખત મળ્યો. તેનું મન હવે વસઇની ખાડી તરફ વળ્યું. મોહનાની મોહક મૂર્તિ દરેક પળે હવે તેને જણાવા માંડી. તેને મળ્યે લગભગ ચાર વર્ષ થયાં હતાં. તેટલા વખતમાં તેને કોઈ કોઇ વાર મોહના સાંભરતી હતી, પરન્તુ મહિના પહેલાં તે કોલાબે હતો તે વેળાએ તુકોજીએ તેની આગળ કરેલી વાત તો તેના વિચારોનો એક વિષય બની રહ્યો હતો. ગણોબાની સ્થિતિ પણ સાંવળ્યાના જેવી જ બની રહી હતી. ઘર છોડયે તેને નવ દસ વર્ષ થયાં હતાં. પોતાની પત્નીનો સ્વભાવ તદ્દન બદલાઇને તેની પ્રકૃતિ અસ્વસ્થ રહે છે એવું તેણે સાંવળ્યા પાસેથી સાંભળ્યું હતું, તેથી જેમ બને તેમ જલદીથી જઇને તેને મળવું એવી તેની ઇચ્છા હતી. તે સમયે તે મહારાજાની સાથે વહાણપર હતો. કદાચિત્ મહારાજ કોલાબે મુકામ કરશે એવું તેને લાગતું હતું પરન્તુ તે

---

૧. મહારાજ સુરત શહેરમાંથી લુંટ લઇને પાછા જતા હતા તે સમયે દિંડોરી પાસે તેમની અને મોગલોની ભેટ થઇ. ત્યાં આગળ બન્ને સૈન્યનું ભયંકર યુદ્ધ થયું. મહારાજ જાતે આ લડાઇમાં લડતા હતા. પ્રતાપરાવ વગેરે સરદારોને પાછળથી રક્ષણ કરવાનું કહીને તે જાતે શત્રુઓપર તુટી પડયા. આ તુમુલ યુદ્ધ બે પહોર સુધી ચાલ્યું. ત્રણ હજાર મોગલો રણમાં પડયા અને મોગલ સરદાર રણમાંથી નાસી ગયો. આવી રીતે મોગલોને હરાવીને તેમના હાથી ઘોડા વગેરે સામાન મળી આવ્યો તેટલો લઇને તે ખિંડી તરફ ગયા. ત્યાં તેમને રાયબાગીણ નામની એક શૂરી બાઇએ અટકાવ્યા. તેનો પતિ માહૂરનો દેશમુખ ઉદારામ પૂર્વે એક લડાઇમાં માર્યો ગયો હતો તે વેળાએ પોતાના સૈન્યને હિંમત આપીને શત્રુને નસાડવાથી ઔરંગજેબે તેને રાયબાગીણનો ખિતાબ આપ્યો હતો. તેને મહારાજાએ થોડી જ વારમાં હરાવી એટલે તે શરણે આવી. તેમણે તેનો સત્કાર કરીને અને વસ્ત્રાલંકાર આપીને પાછી મોકલી.

વચમાં કોઇ ઠેકાણે મુકામ ન કરતાં એકદમ સુરતબંદર ગયા. આથી લઢાઇ પુરી થતાંસુધી તેમને બન્નેને સ્વસ્થ બેસી રહેવું પડ્યું.

"સાંવળ્યા, હવે ઘર તરફ મન દોરાયું છે ખરૂંને?" ગણોબા બોલ્યો, "આવો જ જો પવન રહે તો આવતી કાલે સવારસુધીમાં આપણે વસઇની ખાડીમાં સ્હેલથી પહોંચી જઇએ. પછી મુંબઇ કાંઇ છેટે નથી. પણ કેમ સાંવળ્યા, તે છોકરી કમળજા હવે મ્હોટી થઇ હશે—તદ્દન તારી માના જેવી જ થઇ હશે ખરૂંને? અને સાંવળ્યા, હવે ત્હારા લગ્નની પણ વ્યવસ્થા કરવી જોઇએ ખરૂંને?"

લગ્નનું નામ નીકળતાં જ સાંવળ્યાએ ઝટ પોતાના પિતા સામે જોયું. મોહનની બાબતમાં અદ્યાપિ તેણે ગણોબાને કાંઇ પણ કહ્યું નહોતું, પરન્તુ અત્યારે અનાયાસે વાત નીકળેલી જોઇને તેણે ગણોબા આગળ મોહના માટે કહેવાનો વિચાર કર્યો. તે બોલ્યો, "બાપા, કોલાબે જતાં પહેલાં આપણે પ્રથમ વસઇની ખાડીમાં ઉતરીશું. જેની પાસે મ્હેં ત્રણ ચાર વર્ષ ગાળ્યાં તે સુભાનજી નાયક ત્યાં રહે છે."

"તું શું સુભાનજી પાસે વસઇની ખાડીમાં હતો? ત્યારે મ્હને તેનું નામ કેમ કહ્યું નહિ? હું તેને સારી રીતે ઓળખું છું. આઠ વર્ષ પહેલાં અમારૂં વહાણ વસઇની ખાડીમાં ગયું હતું તે વેળાએ રોજ હું તેની પાસે જતો હતો. તેને મોહના નામની એક પુત્રી છે ને?"

"હા—હા—તે જ—તે જ."

"તે જ! તે જ શું?"

સાંવળ્યો ગભરાયો. જાણે પોતે પિતાને સર્વ હકીકત કહી હોય અને મોહના કોણ છે એવું તે કહેતો હોય એમ તેને લાગ્યું. તેણે અર્ધ શુદ્ધિમાં હોય એવા મનુષ્ય પ્રમાણે ઉપરોક્ત ઉત્તર આપ્યો. સાંવળ્યાની આ ચમત્કારિક સ્થિતિ ગણોબાના લક્ષમાં આવતાં વાર લાગી નહિ, કારણકે તેણે જાતે મોહનાને બાલ્યાવસ્થામાં જોઇ હતી. તે સિવાય ચાર વર્ષ સાંવળ્યો તેની સાથે રહ્યો હતો. આથી તેઓ વચ્ચે કાંઈ સંબંધ થયો હશે એવો તેને વિચાર આવ્યો. થોડી વારે તે બોલ્યો, "ત્યારે મોહનાને મળીએ એવો ત્હારો વિચાર છે કે?"

"હા." સાંવળ્યાએ એક જ ઉત્તર આપ્યો.

સુરતનું બંદર છોડ્યા પછી દસમે દિવસે સવારે તેઓનું વહાણ વસ-

ઇની ખાડીમાં આવ્યું. અહિંથી ચોખ્ખું પાણી અને અનાજ લેવા માટે વહાણને ખાડીમાં લાવવામાં આવ્યું. સૌથી પહેલો સાંવળ્યો જમીનપર ઉતર્યો. તે જાણીતું સ્થળ ફરીથી જોઇને તેને ખુશાલી ઉપજી. મોહના સાથે ચાર વર્ષ પહેલાં તે જે જે જગ્યાએ રમ્યો હતો તે તે જગ્યાએ તેની આંખ ફરી વળી. એટલામાં દૂર છેટે એક ઝુંપડી પાસે એક પ્રિય વસ્તુ તેની દૃષ્ટિએ પડી. એટલામાં તેની દૃષ્ટિ સ્થિર થઈ ગઈ! ક્ષણવારે તે પ્રિય વસ્તુ રૂપી લોહચુંબક તેને પોતા તરફ ખેંચવા લાગ્યું. આથી ઝટઝટ પગ ઉપાડતો સાંવળ્યો ઝુંપડી પાસે ગયો.

"મોહના."

વાંચક, તે મોહના જ હતી! સાંવળ્યાએ તેની નજદીક જઇને તેને હાક મારી, પરન્તુ મોહનાએ તેની બૂમ સાંભળી નહિ. તે તદ્દન જ્ઞાનશૂન્ય થઇ ગઇ હતી. ક્ષણવારે સાંવળ્યાએ તેને બીજી બૂમ પાડી. આથી કોઇ મનુષ્ય ગાઢ નિદ્રામાંથી એકદમ જાગી ઉઠે તેમ તે એકદમ ખમચાઇ! તેણે જરાક ઉંચું મ્હોં કર્યું અને તરત જ મસ્તક નીચું ઘાલ્યું. ચાર વર્ષમાં તેના વર્તનમાં આટલો ફરક કેમ પડ્યો? તે તેને છેવટની મળી તે વખતે તે તેની સાથે એકાદા રમકડાની માફક રમતી હતી, પરન્તુ અત્યારે સાંવળ્યા તરફ ઉંચું મ્હોં કરીને જોવાની હિંમત તે ધરી શકી નહિ.

"મોહના, તું મ્હને ભૂલી ગઈ લાગે છે!"

પુનઃ તેણે એકવાર વાંકી દૃષ્ટિએ ધીમેથી ઉંચું જોયું. તેનાં ચક્ષુમાં ઉત્સાહની ચમક જણાવા લાગી! તેનું આખું અંગ કંપતું હતું. જરાક વારે સાંવળ્યાએ આગળ આવીને તેનો હાથ પકડ્યો, એટલામાં પાછળથી ગણોબાનો અવાજ સંભળાયો. તુરત જ મોહના જરાક બાજુએ ખસી.

"કેમ મોહના, ત્હારા પિતા ક્યાં છે? ચલમ ભરી આપે છે કે?" ગણોબા આગળ આવીને બોલ્યો.

હવે મોહનાને ધીરજ આવી. બારણાંની પાછળથી ચલમ લઇને તેણે સાંવળ્યા તરફ વાંકી નજરે ક્ષણ વાર જોયું. તેના અંગપર સફેદ અંગરખું, પગમાં પાયજામો અને કમ્મરે વિંટાળેલા શેલામાં વાંકી તરવાર હતી. આ પોષાકવડે તે ભવ્ય અને મોહક જણાતો હતો. ગણોબાના હાથમાં ચલમ આપતાં, "બાપા કાલ સવારે કોલાબે દવાખાનામાં ગયા છે" એમ કહીને તે સાંવળ્યા તરફ જોતી જોતી અંદર ચાલી ગઇ અને ગણોબા બહાર પડ-

ળીમાં ચલમ પીતો બેઠો. અંદર ગયા પછી સાંવળ્યો ફરીથી બોલ્યો, "બાપા કોલાબે કેમ ગયા છે?"

"એ આપનો જ સર્વ પ્રતાપ છે! આ ચાર વર્ષમાં તમને અહિં આવવાનું સાંભર્યું હતું કે? હું નહોતી કહેતી કે ત્હમે અહિંથી એક વાર ગયા એટલે તમને અહિં આવવાનું પણ સાંભરશે નહિ!" હવે મોહનાને ઘણી જ ધીરજ આવી. તે જરાક મ્હોં બહાર કાઢીને આગળ બોલી, "ગયા ચાર વર્ષમાં કાંઇ સમાચાર તો મોકલવા હતા. તે દિવસે એકાએક દવાખાનામાંથી તુકોજી અહિં આવ્યા અને ત્હમારી શોધ કરવા લાગ્યા. આથી અમે શું સમજીએ? ત્હમે એકાએક ગુમ થયા એવું સમજીને મ્હારી કેવી સ્થિતિ થઈ તેની તમને શી ખબર?"

મોહનાનાં નેત્રોમાં પાણી ભરાઇ આવ્યું, કારણકે સાંવળ્યાના સુખ-દુઃખમાં પોતાનું સુખદુઃખ સમાયેલું છે એમ તેને હવે લાગતું હતું. સાંવળ્યાને મહારાજાના વહાણપર લઇ જવાને કોલાબેથી તુકોજી આવ્યો હતો ત્યારે સુભાનજીએ સાંવળ્યાના લગ્નની વાત કાઢી હતી, એ વાંચકના સ્મરણમાં હશે જ. તે વાત તેણે સાંવળ્યાના ગયા પછી બીજે દિવસે મોહનાને કહી, અને બોલ્યો, "સાંવળ્યાનું અને ત્હારૂં જોડું બહુ જ સરસ શોભશે. આટલી ન્હાની વયે તેણે મહારાજાના વહાણપર જગ્યા મેળવી તેથી તે નક્કી થોડા વખતમાં જ તાંડેલ થશે." પરન્તુ તે વેળાએ મોહનાને સુભાનજીના આ બોલવામાં વિશેષ મહત્ત્વ લાગ્યું નહિ, કારણકે તે વખતે તેની વય ન્હાની હતી. પછી સાંવળ્યો વહાણપર ગયાને બે વર્ષ થયાં એટલે તેને તેની ધીમે ધીમે સ્મૃતિ થવા લાગી. અત્યારસુધી તેના મનમાં ખરા પ્રેમનો ઉદય થયો નહોતો, પરન્તુ પાછળથી તરત જ સાંવળ્યાએ મેળવેલી તાંડેલની જગ્યાની હકીકત તેના કાનપર આવતાં જ સ્વાભાવિક રીતે તેનું મન રાત દિવસ સાં-વળ્યા વિષે વિચાર કરવા લાગ્યું. ડોશી ભીમાનું ખૂન કરનાર તેના છોકરાને સાંવળ્યાએ ઘણી બહાદુરીથી પકડીને મ્હોટું ઇનામ મેળવ્યું એ વાતની ખબર પડતાં સુભાનજીએ કહેલા શબ્દોની તેને વારંવાર સ્મૃતિ થવા લાગી. હવે સાંવળ્યા માટે તેને વિશેષ પ્રેમ થવા લાગ્યો. આ પ્રમાણે તેના મનમાં ખરો પ્રેમ ઉદય થયાને થોડા દિવસ થયા નહિ એટલામાં એક દિવસ સવારે તુકોજી વસાઇની ખાડીમાં આવ્યો. તેણે સાંવળ્યાનો સર્વ વૃતાન્ત તેમને કહ્યો. "તારો બાપ માંદો છે તેમને જોવાને ચાલ." એમ કહીને ફસાવીને સાંવળ્યાને કોઇ લઈ ગયું એ વાતની ખબર પડતાં જ પોતાપર આભ તુટી પડયો એવું જ મોહનાને લાગ્યું. પંદર દિવસ સુધી તેને અન્ન પાણી પણ સારાં લાગ્યાં નહિ, એવી

તેની શોચનીય સ્થિતિ થઇ પડી. તેને પ્રતિદિન કૃશ થતી જોઇને સુભાનજીને ચિંતા ઉત્પન્ન થઇ. તેણે તેને ઘણી રીતે સમજાવી. છેવટે સાંવળ્યાની શોધ માટે તે કોલાબે ગયો. તે વેળાએ દવાખાનામાં મહારાજાની ટપાલ આવી હતી, તેમાં સાંવળ્યાનો મોગલોના વહાણુપરથી છુટકો અને તેણે બતાવેલી બહાદુરીનો સર્વ વૃત્તાન્ત હતો. આ આનંદદાયક ખબર જ્યારે સુભાનજી લઇને આવ્યો ત્યારે મોહનાને આરામ થયો.

" ખરે, મોહના! હું ખોવાઈ ગયો તેવું સાંભળતાં જ તને આટલું બધું દુઃખ થયું શું ? " તેને શાંત કરીને સાંવળ્યાએ પૂછ્યું.

" થયું કે નહિ તે અત્યારે કહેવામાં શો લાભ ? અમે આવા દુઃખમાં ઝુરીએ પરન્તુ તેમાં પુરૂષોને કાંઈ છે ? આખરે તપાસ કરવા દવાખાનામાં બાપા ગયા, ત્યાં ખબર પડી કે તમે તો મ્હોટી નામના મેળવીને મહારાજાની સાથે સુરત ગયા છો. "

" તે સાંભળીને તો છેવટે આનંદ થયોને ? "

" આવી ખબર સાંભળીને શામાટે ખુશાલી ન ઉપજે ? પણ આ ત્હમારી સાથે આવ્યું છે તે કોણ છે ? "

" કોણ કેમ ? મ્હારા પિતા ! " સાંવળ્યાએ પોતાના બાપની ઓળખાણ કરાવી. પછી સુરતની લઢાઇની સઘળી બીના તેને સમજાવી. મહારાજાએ તેને બાર વહાણના તાંડેલની સનદ આપેલી સાંભળીને તેને અત્યંત આનંદ થયો. તે ટુંક સમયમાં મ્હોટી પદવીએ ચઢશે એવા સુભાનજીના ભવિષ્યની તેને અત્યારે ડગલે ડગલે સત્યતા જણાવા માંડી. થોડી વારે ગણોબા અંદર આવ્યો. તેને જોતાં જ મોહના ઉઠીને દૂર ગઈ.

" બેસ છોકરી, કેમ ઉઠે છે ? તું હવે મ્હને કાંઇ પારકી નથી. " ગણોબા બોલ્યો, " પણ ત્હારા પિતા ક્યારે આવવાના છે ? "

" સંધ્યાકાળ સુધીમાં આવશે. સુરતથી ત્હમારી કાંઈ ખબર આવી છે કે કેમ તે જોવાને માટે ગયા છે, એવું તે સવારે જતી વખત મ્હને કહેતા હતા. તે સિવાય વચમાં આ ગરબડ થયા પછી સરૂ—"

" વચમાં ગરબડ ! શેની ગરબડ ? " ગણોબા ઉત્સુકતાથી બોલ્યો.

" મ્હને ફસાવીને મોગલો લઇ ગયા તે જ ગરબડ હશે, બીજું શું ? ખરૂંને મોહના ? " સાંવળ્યાએ પૂછ્યું.

" હા, ત્યારની સરૂબાઇની પ્રકૃત ઘણી બગડી છે. તે તમને જ યાદ કર્યાં કરે છે. "

" એમ કે ? ત્યારે સાંવળ્યા, હું આગળ જાઉં છું. તું સુભાનજીને મળીને નિરાંતે આવજે. હવે મ્હારૂં મન અહિં ગોઠવાનું નથી ! "

" ત્યારે અત્યારે જ જાઓ છો તો થોડી વાર રોકાઓ. જમવાનું તૈયાર છે. " મોહનાએ કહ્યું.

" ત્યારે તો ઠીક, જલદી કર. "

મોહનાએ જલદીથી જમવાની તૈયારી કરી. આજ તેને કામ કરવામાં એટલો બધો ઉત્સાહ આવ્યો હતો કે કલાક દોઢ કલાકમાં તેણે એક બે ચીજો વધારે કરીને થાળીઓ પીરસી. તેની હુંશીયારી જોઇને ગણોબા ઘણો જ ખુશ થયો. જમી રહ્યા પછી ગણોબા ચલમ લઇને બહાર આવ્યો. એટલામાં વહાણુપરથી દર્યાસાગર તાંડેલ તરફથી તેને બોલાવવામાં આવ્યો. આમ એકાએક વહાણુપર બોલાવવાનું શું કારણ હશે તેની તેને સમજણ પડી નહિ. આથી તપાસ કરવા માટે સાંવળ્યો પ્રથમ વહાણુપર ગયો. ત્યાં તેને જુદી જ વાતની ખબર પડી.

મહારાજાએ ભરૂચ શહેરપર હલ્લો કરવાનો વિચાર કર્યો હતો. પોતાને મદદ કરવા માટે વહાણોનો કાફલો આવે એવી તેમની ઇચ્છા હતી, તેથી વહાણુને તાબડતોબ પાછા લઈ જવાં એવી મહારાજાની આજ્ઞા લઇને વહાણુપરના દરેક મુકામપર જાસુસ રવાના થયા હતા, તે પૈકી એક જાસુસ વસઈની ખાડીમાં આવ્યો હતો. તેનો લાવેલો મહારાજાનો આજ્ઞાપત્ર જોઇને દર્યાસાગર તાંડેલે વહાણુ તૈયાર કરવાનો હુકમ આપ્યો, અને ગામમાંથી પાણી તથા અનાજ લાવવા ગએલા ખલાસીને પાછા બોલાવ્યા. આ સર્વ ચોકસી કરીને સાંવળ્યો પાછો આવ્યો. મહારાજાનો હુકમ આવ્યો છે એવી ખબર મળતાં જ ગણોબા સંકટમાં પડ્યો. એક તરફ સ્વામીકાર્ય અને બીજી તરફ ઘેર જવાની ઉત્કટ ઇચ્છા ! આખરે સ્વામીકાર્ય પ્રથમ કરવું એ જ પોતાનું મુખ્ય કર્તવ્ય, પછી પત્ની અને ઘરબાર, એવું જ તેનું મન તેને કહેવા લાગ્યું. કોલાબે જવાનો વિચાર માંડી વાળીને તે વહાણુપર જવાને નીકળ્યો. જતી વેળાએ તેણે મોહનાને પાસે બોલાવીને કહ્યું, " મ્હારા મનમાં કોલાબે જવાની ઘણી ઇચ્છા હતી. આજે કેટલાંએ વર્ષે હું કોલાબે જવાનો હતો પણ વચમાં જ મહારાજાનો હુકમ આવ્યો. હવે શું કરવું ? લાચાર છું. પત્નીને મળવાનો હજી યોગ જ આવ્યો નહિ. અત્યારે તો તું એટલું કર કે સુભાનજી આવ્યા પછી આ આ સર્વ હકીકત કહીને અમે પાછા આવીએ ત્યાંસુધી સાંવળ્યાની માની

સંભાળ લેવી, અને મ્હારા ઘરની દેખરેખ રાખવી એવી મ્હારી વિનંતિ તેમને કહેજે.”

મોહના એ ‘સારૂં’ એવું કીધા પછી ગણોબા આગળ ગયો. સાંવળ્યો અને મોહના એકલાં રહ્યાં. આટલે વર્ષે મળ્યા હોવાથી થોડી વાર થઇ નહિ એટલામાં જ પાછો વિયોગ થવાનો, એ વિચાર મનમાં આવતાં જ મોહનાનું હૃદય ભરાઈ આવ્યું. આપણા કથાનાયકને મોહનાને સમજાવતાં કેટલી મહેનત પડી તે અહિંયા સવિસ્તર લખીએ તો આ પ્રકરણ ઘણું જ વધી જાય. અહિં એટલું જ કહીશું કે છેવટે સાંવળ્યાએ મોહનાની ઘણા જ કચવાતે મને રજા લીધી.



# પ્રકરણ ૧૧ સું.

## કોલાબામાંની અસ્વસ્થતા.

તે વેળાએ સૂર્યનાં કિરણુ સમુદ્રમાં પડવાથી પશ્ચિમ દિશા તરફ આકાશ લાલ થયું હતું. તેનું પ્રતિબિમ્બ સૃષ્ટિસુંદરીના મુખપર પડીને સંધ્યાસમયનું કૃષ્ણ વસ્ત્ર ધારણ કરેલી નૈસર્ગિક લજ્જાથી તેનું મુખ પણ લાલ થયેલું જણાતું હતું. આ વખતે સમુદ્ર તદ્દન શાન્ત હતો, સમુદ્રકાંઠાનો પ્રદેશ શાન્ત હતો અને પવન પણ શાન્ત હતો. આવી રીતે સર્વત્ર શાંતિનું સામ્રાજ્ય પ્રસરેલું જણાતું હતું. સમુદ્રકાંઠાની રેતીમાં એક હોડી કે જેને સમુદ્રના જળનો ઘણા વર્ષથી સ્પર્શ થયો નહોતો તેને ટેકીને એક નવયૌવનસંપન્ન તરૂણ સ્ત્રી તે શાન્ત સમુદ્રમાં ઘણે દૂર એકાગ્ર ચિત્તે જોતી વિચારમગ્ન બેઠી હતી. તેનું વય વીસ વર્ષનું હતું અને તેનો રંગ સફેદ હતો. તે મધ્યમ બાંધાની પરન્તુ મજબૂત હતી. તેનાં નેત્રો પાણીદાર અને સુંદર હતાં અને અવયવો ઘાટીલાં હોઇને તેનો ચહેરો અત્યંત મોહક અને રમણીય દેખાતો હતો. તે કોણ હતી ? અને કોની વાટ જોતી હતી ? વાંચક ! તે સ્ત્રીને તું સારી પેઠે ઓળખે છે. તેની તને હમણાં જ ખબર પડશે. પણ જો—છેટે એક બીજી સ્ત્રી આવે છે. તે પણ વયમાં અને રૂપમાં તેના જેવી જ છે, પરન્તુ જરાક ઉંચી છે. તેને પણ તું ઓળખે છે. તેને જરાક પાસે આવવા દે એટલે બન્ને જણાંની આપણને ઓળખાણ પડશે.

"મોહના."

તેણે એક બે બૂમો પાડી. પરન્તુ મોહનાનું લક્ષ જ નહોતું, એટલી બધી તે વિચારમાં મશગુલ હતી !

"શું મ્હારી બાઇ ! આટલી બધી બૂમો પાડી પણ એનું લક્ષ જ ક્યાં છે ? મોહના—એ—"

"કોણ ? કમળજા !"

"આટલી બધી મ્હોટેથી બૂમો મારી પણ ત્હેં સાંભળી જ નહિ ! શું મ્હારી બાઇ, આવી તે વિચાર કરવાની રીત !"

"ક્યારે ત્હેં બૂમો મારી ? મ્હેં તો ત્હારી પહેલી બૂમે પાછું વાળીને જોયું."

"પણ મોહના, આ સારૂં કે ? લે મુઆ ફિરંગીઓની એક ટોળી ગામમાં આવી છે, અને તું અહિં એકલી બેઠી છે ! કાલ તુકોજીએ અને ત્હારા

પિતાએ નહોતું કહ્યું કે ત્હમે એકલાં ઘર બહાર જશો નહિ! શું એ ત્હારા લક્ષમાં નથી મોહના? એકલી આવીને તું અહિં બેસે છે, તેની તને બ્હીક નથી લાગતી?"

"શેની બ્હીક લાગે? મ્હને કોણ લઇ જનાર છે કમળજા? મ્હને કાંઇ છોકરૂં સમજે છે?"

"અને એટલા બધા માણસોને તે મુઆ ફિરંગીઓ પકડીને લઇ ગયા તે શું ન્હાનાં છોકરાંઓ હતાં કે? ચાલ ઉઠ."

"જરાક બેસ તો ખરી—હમણાં ઘેર જઇએ છીએ."

"શું બેસું? કોઇ આવવાનું છે કે શું? કાગળબાગળ આવ્યો લાગે છે! મહારાજાએ મોકલેલા લશ્કર સાથે ભાઇ આવનાર છે! હવે સમજી. તેથી જ કહું છું કે અમારી મોહના અહં ક્યાંથી?"

"એમ કે! અને બીજી કાંઇ ખબર નથીને?"

"બીજી પણ કાંઇ ખબર હોય તો ના ન કહેવાય!"

"શું કહે છે? કહે ત્યારે. પણ અત્યારે તું એક ગીત ગા એટલે થયું! ખરેખર કમળજા, તે દિવસે તું જે ગીત ગાતી હતી તે મ્હને બહુ ગમે છે. તે ગીત ગા જોઇએ."

"શું તને પસંદ છે?—અંતઃકરણથી પસંદ છે? ઠીક ત્યારે ગાઉં છું."

(લાવણી.)

"મુગ્ધા સ્ત્રીજનના વૃંદ વિષે વનમાળી,
"તણી શોભી રહી છે મોહક મૂર્તિ કાળી.
"એ શ્યામ તનુપર પીળાં ફુવસ્ત્રો રાજે,
"ચંદન ચર્ચ્યુ વપુપરે કૃષ્ણ મહારાજે.
"મણિકુંડલમંડિત કર્ણ અતીશય વિલસે,
"સખિ દેખ! હરિ ગાલમાં મંદ મંદ હસે.
"સ્તનભારે લચી ગોપી હરિને આલિંગે,
"ઉત્સુક બની પંચમ સુરે ગાય આનંદે.
"એ ચંચલ નેત્રથી મદન સુરસને પીતાં,
"પુલકિત થતી ગોપી હરિને ચુંબન દેતાં."

"અરે, પણ હું અહિં રમતી કેમ બેઠી? અત્યારે મ્હારે તાત્યા પાસેથી આને માટે દવા લેવા જવાનું છે. ચાલ મોહના, જલદીથી જઇએ."

વાંચક! કમળજા અને મોહનાને સાથે જોઇને તને નવાઇ લાગી હશે, તેનો અહિં ઉલ્લેખ કરીને પછી આગળ ચાલીએ. ગયા પ્રકરણમાં આપણે મોહનાને વસઇની ખાડીમાં જોઈ હતી, તે વાતને આજ ચાર વર્ષ વધારે થયાં છે. સાંવળ્યો અને ગણોબા વસઈની ખાડીમાંથી મોહનાની રજા લઇને ગયા તે હજીસુધી પાછા આવ્યા નહોતા. ગણોબા પાછો આવે ત્યાંસુધી તેની માંદી સ્ત્રીની—સરૂની સંભાળ લેવી એ પણ પોતાનું કર્તવ્ય છે એવો વિચાર કરીને સુભાનજી મોહનાને લઇને કોલાબે આવીને રહ્યો હતો. તે કોલાબે આવ્યો તે પહેલાં તુકોજીએ પોતે ગોઠવી રાખેલા મોહના વિષેના વિચાર સરૂને કહ્યા હતા. આથી તેના આવ્યા પછી સરૂને પોતાની વહુ પસંદ પડી. ટુંક સમયમાં મોહના અને કમળજાની પ્રીતિ જામી ગઈ. ત્રણ વર્ષ તેમણે ત્રણ દિવસ જેવા ઘણા જ આનંદમાં કાઢ્યા. અત્યારે બન્ને જણાંએ મુગ્ધાવસ્થામાં પ્રવેશ કર્યો હતો. સુભાનજી અને મોહના કોલાબે આવતાં જ સરૂએ પોતાની દુકાન બંધ કરી નાંખી હતી. હાલમાં તેની પ્રકૃતિ ઘણી જ બગડી હતી. હવે તેને વારંવાર પોતાના પહેલાંના વર્તન માટે પશ્ચાત્તાપ થતો હતો. પોતે પોતાના પતિ સાથે બરાબર પ્રેમથી વરતી હોત તો હાલ પોતાના મનને આવો કકળાટ ન થતાં પોતે સુખી થઇ હોત એવું તેને લાગ્યું. પોતાના કજીયાખોર અને દુષ્ટ સ્વભાવથી પોતે પતિ સાથે કજીયો કર્યો નહોત તો પોતાના જુવાનીના દિવસ સુખમાં ગયા હોત, એવા અનેક વિચાર વડે તેને ચેન પડતું નહોતું. લગભગ ચૌદ વર્ષથી તે પતિવિયોગની શિક્ષા ભોગવતી હતી. હવે તેનું મન ઘણું જ અસ્વસ્થ થયું હતું. તે પોતાના મનનું સમાધાન કરવા ઘણો પ્રયત્ન કરતી હતી. આઠ દિવસ પહેલાં તેણે સાંવળ્યા વિષે ઘણી જ આનંદદાયક વાત સાંભળી હતી. મહારાજાએ રાજ્યાભિષેક વખતે તેને પોષાક અને "હંબીરરાવ"ની પદવી આપી એ વાતની કોલાબામાં ખબર પડી હતી. તે દિવસે સર્વત્ર મ્હોટા મ્હોટા ઉત્સવો થયા અને ગામે ગામ સાકર વ્હેંચાઇ હતી. સરૂ આ સર્વ આનંદના દિવસો યાદ લાવીને પોતાના મનને મનાવવાની ઘણી જ મહેનત કરતી હતી, પરન્તુ તેના મનની ચિન્તા ઓછી થઇ નહિ અને તેમ થવાનું કારણ પણ હતું. આ તરફ મોગલ અને શિદ્દીના વહાણના સરદારોએ મુંબઇબંદરમાં ઘુસીને મહારાજાનો પ્રાન્ત લુંટી લેવાનો ઘાટ ઘડ્યો હતો.[1]

---

1. આ મોગલ અને શિદ્દીનાં એકત્ર થયેલાં વહાણોએ અંગ્રેજોની પરવાનગીની દરકાર ન કરતાં મુંબઇના બંદરમાં પેસીને મહારાજાના તાબાનો દેશ લુંટવા માંડ્યો. તેઓએ પુષ્કળ માણસોને મારી નાંખ્યા અને પુરૂષો, સ્ત્રીઓ અને બાળકોને

સરૂએ ઓસડ લાવવા માટે કમળાને મોકલ્યે ઘણો વખત થયો હતો. હજીસુધી તે પાછી આવી નહોતી અને મોહના પણ ક્યાંય જણાતી નહોતી, તે જોઇને તેને ઘણી ચિન્તા થવા લાગી. આખરે તેને ઓરડીમાં બેસવાથી ચેન પડયું નહિ. તેથી ધીમે ધીમે તે બહાર આવી. તે વેળાએ સુભાનજી બહાર ગયો હતો. કર્મસંયોગે તુકોજી થોડી વારે લાકડી ટેકતો ટેકતો ત્યાં આવ્યો.

"કેમ સરૂબાઇ, બારણામાં પહેરો ભરવા માંડયો છે કે ?"

"પહેરો કેવો ભાઇ ?" બારણાં પકડીને હળવે હળવે સરૂ બોલી, "સંધ્યાકાળની કમળજા તાત્યા પાસે ઓસડ લેવા ગઈ છે તેનું અને આ મોહનાનું—આટલી રાત થઈ છતાં ઠેકાણું નથી—"

'શું કહું તમને સરૂબાઇ ? હું તો તમને દરરોજ ટોકી ટોકીને કહેતો હતો કે આ ઉદ્ધત છોકરીને એકલી ક્યાંય જવા ન દેશો ! દિવસ કેવા ફર્યા છે તે જુઓછોને ? ઠીક, સુભાનજીભાઇ ક્યાં છે ?"

"તે ક્યાંય બહાર ગયા છે."

"ઠીક ત્યારે, તમે બારણાં વાસી દો. શું સમજ્યાં ? હું તાત્યા પાસે શોધ કરીને આવું છું."

તુકોજી પુનઃ લાકડીને ટેકતો ટેકતો તે બન્ને છોકરીઓની શોધ કરવા માટે તાત્યા વૈદ્ય પાસે જવાને નીકળ્યો. માનું ઓસડ લાવવાનું છે એવું સાંભરતાં જ કમળજાએ પોતાનું ગીત બંધ કર્યું અને મોહનાને લઇને તે તાત્યા વૈદ્ય પાસે જવાને નીકળી. તાત્યો હમણાં છેક વૃદ્ધ થયો હતો પરન્તુ તેનો સ્વભાવ બદલાયો નહોતો. તે પહેલાં જેવો જ ગમતી અને મશ્કરો હતો. ઠઠ્ઠા મશ્કરી કરીને રોગીનો પ્રથમ અડધો રોગ ઓછો કરતો. હજીસુધી તે દવાખાનામાં રોગીઓને ઔષધોપચાર કરવા માટે જતો હતો. મોહના અને કમળજા તેને ઘેર ગયાં તે વેળાએ તે બેઠો બેઠો ચુરણ બનાવતો હતો.

---

પકડીને ગુલામ તરીકે વેચી દીધાં. આ તેઓનું કૃત્ય મુંબઇના અંગ્રેજ ગવર્નરને બિલકુલ પસંદ પડયું નહિ. તેણે તેમના ઉપરી સામે તે બદલ તકરાર કરી અને તે બોલ્યો કે, "તમારા આ કૃત્યથી શિવાજી મહારાજ આપણાપર વગર હેતે હવે ગુસ્સે થશે." પરન્તુ તેની આ તકરારનું કાંઇ સાર્થક થયું નહિ. આખરે આના પરિણામમાં રાયગઢથી ત્રણ હજાર માણસોનું સૈન્ય આવ્યું. તેઓએ સિદ્દીનાં માણસો સાથે યુદ્ધ કરીને તેમને હરાવ્યા. આ મરાઠાના સજ્જડ મારથી તેઓના પુષ્કળ મનુષ્યો માર્યા ગયાં. આથી બ્હીને તેઓ પોતાનું વહાણ મુંબાઇમાંથી હંકારી ગયા.

"કોણુ કમળજા! શું જોઇએ રે તને કમળજા, ઉપર જા—નીચે જા—આમ જા—તેમ જા—અરે કમળજા—બોલ જલદી જા—બધે જ જા જા—"

"આ શું તાત્યા! ક્યાં જા જા?" મોહના હસતી હસતી બોલી.

"અરે મોહના, હજી પતિ પાસે કેમ જતી નથી? બેટા મોહના, હજી ત્હારો પાત કેમ આવ્યો નહિ?"

તાત્યાનો વિનોદ સાંભળીને બન્નેને અતિશય હસવું આવ્યું.

"કેમરે મોહના—સાંભળ—કહે? બોલ—ચાલ જલદી! અત્યારે ત્હારી સરૂની તબીયત કેવી છે, બોલ જલદી, મોહના, દવા માફક આવી કે નહિ?"

છોકરીઓએ અતિશય હસવા માંડેલું જોઇને ડોસાએ ચુપકીથી દવા તૈયાર કરીને કમળજાને આપી, અને તેઓ જવા માંડતાં જ હાથ લાંબો કરીને બોલ્યો, "કમળજા—જલદી જા—આ દવા લઇને જા—નાશી જા—દોડતી જા—દુકાને જા—પણુ જલદીથી જા—જા—"

દવા લઇને બન્ને એક બીજાને ખભે હાથ નાંખીને હસતાં હસતાં બહાર નીકળ્યાં. તે વેળાએ રાત ઘણી જ થઇ હતી. આકાશમાં ચંદ્રનો પ્રકાશ ન હોવાથી તારાના ઝાંખા પ્રકાશમાં આસપાસનો પ્રદેશ અસ્પષ્ટ જણાતો હતો. અરધે રસ્તે ગયાં છતાં તે બન્નેનું હસવું બંધ થયું નહિ! તે પોતાના તાનમાં જ ચાલતાં હતાં, એટલામાં પડખાની ઝાડીમાંથી હથિઆરબંધ મોગલો સામે આવ્યા, અને તેમણે તે બન્નેનાં મ્હોંપર હાથ દઇને ન્હાનાં છોકરાં પ્રમાણે ઝટ ઉપાડી લીધાં. આ સર્વ બનાવ એક ક્ષણુમાં બન્યો.

થોડી વાર થઈ. પુનઃ એક મનુષ્ય લાકડી ટેકતો ટેકતો તે રસ્તે થઇને હળવે હળવે જવા લાગ્યો. તે પાસે આવતાં જ કમળજાએ તેને તરત જ ઓળખ્યો. તેણે ક્ષણુવાર ધમપછાડ કરીને પોતાનું મ્હોં છુટું કર્યું, અને "તુકોજી બાબા દોડો" એવી મ્હોટેથી ચીસ પાડી!

"કોણુ? કમળ—"

"અરેરે!" તુકોજીના મુખમાંથી શબ્દ બહાર પડ્યો એટલામાં પાછળથી તેની પીઠપર ફટકો પડ્યો!! તેની સાથે તે બિચારો ડોસો એકદમ જમીનપર ઢળી પડ્યો!

## પ્રકરણ ૧૨ મું.

---

### પદવી અને બક્ષિસ.

દસમા પ્રકરણમાં મોહનાની ઘણા જ કચવાતે મને રજા લઇને સાંવળ્યો પોતાના બાપ સાથે વહાણુપર આવ્યો. તે ઘણો જ નિરાશ થયો. વસઇથી કોલાબે જવું, ત્યાં પોતાના માણસોને મળવું, અને ત્યાંથી પદ્મદુર્ગ જઇને મહારાજાએ આપેલી સનદ પ્રમાણે બાર વહાણ પોતાના તાબામાં લેવાં એવો સાંવળ્યાએ મનમાં વિચાર કરી મુકયો હતો. તે જ પ્રમાણે ગણોબા પોતાની પત્નીને મળવાને ઉત્સુક બન્યો હતો. પરન્તુ એકાએક મહારાજા તરફથી હુકમ આવ્યાથી તેને પોતાનો વિચાર અને ઉત્સુક્તા ત્યાં ને ત્યાંજ દાબી દેવાં પડયાં. ગામમાં ગયેલા વહાણુપરના ખલાસીઓ પાછા આવતાં જ દર્યાસાગરે પોતાનું વહાણ પુનઃ પાછું હંકાર્યું. તે સમયે દોલતખાન અને દર્યાસાગરના તાબામાં સર્વ મળીને લગભગ એકસો સાઠ વહાણ હતાં. પવન અનુકુળ હોવાથી આ વહાણનું ટોળું ઘણું ઝડપથી ચાલતું હતું. દમણ આગળ આવતાં જ સામેથી ફિરંગીઓએ તેમને રોકવાનો પ્રયત્ન કર્યો. આથી તાંડેલોએ વહાણુપરથી શત્રુપર તોપ છોડવાનો હુકમ કર્યો. થોડી વારમાં તેઓનું યુદ્ધ શરૂ થયું, પરન્તુ મરાઠા આગળ પોતે ટકી શકશે નહિ, એમ સમજીને ફિરંગીઓએ ચુપકીથી ચાલવા માંડયું. આ યુદ્ધમાં મરાઠાએ શત્રુનું એક વહાણ કેદ કર્યું અને બાર વહાણ ભાગી નાંખ્યાં.

ફિરંગી સાથે થએલા આ યુદ્ધમાં મહારાજાના વહાણની ઘણી જ ખરાબી થઈ. તેઓનો દારૂગોળો ખુટયો, તેથી આ વાત દર્યાસાગર સરદારને મહારાજાના કાનપર નાંખવાની જરૂર પડી. તે વખતે મહારાજાએ ફોંડયાના કિલ્લાને ઘેરો ઘાલ્યો હતો. વહાણની હકીકત સાંભળતાં જ સુરતના ફ્રેન્ચ લોકો પાસેથી દારૂગોળો અને સાઠ તોપો વેચાતી લઇને તેનો રાજાપુરમાં સંગ્રહ કરવો અને સમુદ્ર કિનારાનાં વિજાપુરકરનાં શહેરો કબજે કરવાં એવો મહારાજાએ વહાણોને હુકમ મોકલ્યો.

આ હુકમ પ્રમાણે ફરીથી સર્વ વહાણો નવી ચઢાઇપર નીકળ્યાં. તેમણે પોતાની સાથે ફિરંગીઓનું કેદ કરેલું વહાણ લાવીને દાભોળની ખાડીમાં રાખ્યું. અહિંથી સાંવળ્યાએ પદ્મદુર્ગ જઇને બાર વહાણનો અધિકાર લીધો. હવે તે સ્વતંત્ર થયો. દર્યાસાગર સરદારના વહાણુપર હતો ત્યારે તેણે પોતાનાં વહાણની કેવી વ્યવસ્થા કરી છે તેમ જ દોલતખાન તાંડેલે પોતાનાં વહાણોની

કેવી વ્યવસ્થા કરી છે એ તેણે લક્ષપૂર્વક જોઇ રાખ્યું હતું. તે જ પ્રમાણે પોતાની સોઇ માટે જરાક ફેરફાર કરીને તેણે પોતાના તાબાનાં બાર વહાણની વ્યવસ્થા કરી. થોડા વખતમાં તેણે પોતાનાં વહાણની કરેલી વ્યવસ્થા અને ચોકસાઇ જોઇને દર્યાસાગર સરદારને આનંદ થયો. પછી તે સવ વહાણ વિજાપુરકરનો સમુદ્રકાંઠાનો પ્રદેશ સર કરવાને નીકળ્યાં.

મહારાજે સોંપેલું કાર્ય બજાવવામાં વહાણને કાંઈ વધારે મહેનત પડી નહિ. તેમણે વિજાપુરકરના કારવાર, અંકોલા વિગેરે શહેરો કબજે કર્યા. આવી રીતે મહારાજાનાં વહાણોને ઘણે દૂર કામપર ગુંથાએલાં જોઇને પોતાના પરાભવનું વેર લેવાને માટે ઘોડબંદરમાં વસી રહેલા ફિરંગીઓએ પુનઃ ગરબડ શરૂ કરી. તે વાતની મહારાજાને ખબર પડતાં જ તેમને ઘણો ક્રોધ ચઢયો. તેમણે તત્કાળ હુકમ મોકલીને ફિરંગીઓના ઘોડબંદરને કબજે કરવાનો પોતાનાં વહાણોને હુકમ આપ્યો. પુનઃ વહાણ નવી લઢાઈ માટે નીકળ્યાં. આવી રીતે એક બાજુએ વહાણ લઢાઇપર રોકાયાં અને ગણોબા તથા સાંવળ્યો પોતાને ઘેર જવાને ઉત્સુક હોવા છતાં તેમનું તે કામ વિલંબમાં પડયું.

આ તરફ મહારાજાના મનમાં એક વિચાર ઘણા દિવસથી ઘોળાતો હતો. પહેલાંના વખતમાં પરાક્રમી હિન્દુ રાજાઓના રાજ્યાભિષેક વિધિ પ્રમાણે થયા હતા, તેઓ તેમના લશ્કર, ન્યાય રીતિ, પ્રધાનમંત્રી વિગેરેની વ્યવસ્થા કરતા હતા, તે જ પ્રમાણે આપણે પણ કરીએ એવો વિચાર તેમના મનમાં આવવા લાગ્યો. તેમને લાગ્યું કે પોતાનો અમલ મહારાષ્ટ્ર દેશમાં ચારે તરફ ફેલાયેલો છે, પોતાની પાસે પ્રધાન મંત્રી વિગેરે કારભારીઓ છે, એક લાખ માણસનું સૈન્ય પોતાના હાથ નીચે હોઇને વિજાપુર અને ગોવળકોંડાના સુલતાનો પોતાને દર સાલ ખંડણી આપે છે, દિલ્લીના બાદશાહ સામે યુદ્ધ કરીને તેમના ઘણા શુરા સરદારોને પોતે હરાવ્યા છે, ઠેકાણે ઠેકાણે પોતાના કિલ્લાઓ અને થાણાંઓ થયાં છે, દરિયામાં વહાણ હોઇને તેનો દાબ ફિરંગી, અંગ્રેજ અને ફ્રેન્ચ ઇત્યાદિ વહેપારીઓપર બરાબર પડેલો છે, પોતાને 'મહારાજા' એવું ચારે તરફ લોકો કહે છે અને પોતાનો સીક્કો સર્વત્ર ચાલે છે, સુબાઓ પણ સારી રીતે વર્તીને પ્રજાપાલન ઉત્તમ પ્રકારે કરે છેઃ આથી પોતે જાતે મેળવેલું હિન્દુ સામ્રાજ્યનું સ્વતંત્ર સિંહાસન સ્થાપન કરી પૂર્વજોએ જે પ્રમાણે છત્ર સિંહાસન યુક્ત રાજ્ય કર્યું તે જ પ્રમાણે કરવામાં હવે સર્વે બાબતની અનુકુળતા છે; સિંહાસનારૂઢ થઇને વિધિપૂર્વક રાજ્યાભિષેક થતાં સુધી પોતાની ગણના કેવળ લુંટારા જેવી જ થવાની; એવો સર્વે બાબ-

તને વિચાર કરીને મહારાજાએ એક મ્હોટો દરબાર ભરીને તેમાં પોતાનો વિચાર પોતાના સરદારોને કહ્યો. આ પ્રત્યે સર્વ લોકોએ અનુકૂળતા દર્શાવી.

તે દરબારમાં વહાણપરના સરદારો અને મુખ્ય અધિકારીઓને પણ મહારાજાએ બોલાવ્યા હતા. તે સમયે સાંવળ્યો પોતાના બાપ સાથે વહાણ-પરના સરદારોની સાથે રાયગઢ આવ્યો હતો. તેને ખાસ મહારાજાએ બોલાવ્યો હતો. માતુશ્રી જીજાબાઇ સાહેબને ન્હાના છોકરાએ કરેલા પરાક્રમની હકીકત સાંભળીને ઘણો જ પ્રેમ ઉપજ્યો હતો. આપણા કથાનાયક વિષે મહારાજા પાસે બોલતાં માતુશ્રી સાહેબે એક વાર તેને જોવાની પોતાની ઇચ્છા દર્શાવી હતી. સાંવળ્યો રાયગઢ આવીને માતુશ્રીને મુજરો કરવા ગયો, તે વખતે મહા-રાજ બોલ્યા, "મ્હારા વહાણપરના આ બાળવીરને જોવાની માતુશ્રીની ઇચ્છા હતી—" એમ બોલીને તેના શૌર્યની થોડીક હકીકત કહીને મહારાજ આગળ બોલ્યા, "આજ મ્હારો સાંવળ્યો તાંડેલ."

જીજાબાઈ સાહેબે તેને પાસે બોલાવ્યો અને પોતાની બાજુમાં બેસાડ્યો. ક્ષણવાર પછી તે બોલ્યાં, "શિવબા, સાંવળ્યો એ ન્હાનપણમાં જ સારૂં દેખાય. પણ હવે આ ત્હારો સાંવળ્યો મ્હોટો થયો છે, તેથી જેવો તે મ્હોટો થયો છે તેવું નામ પણ મ્હોટું જોઇએ. હું આજથી તેનું નામ "હંબીરરાવ" પાડું છું."

"માતુશ્રી સાહેબની આજ્ઞા માથે ચ્હડાવું છું."

સાંવળ્યો આઠ દિવસથી રાયગઢમાં હતો. છેવટે આખા હિન્દુસ્તાનના ઇતિહાસમાં કેવળ સુવર્ણાક્ષરોથી લખી રાખવા જેવો દિવસ આવી પહોંચ્યો. મહારાજ સિંહાસનારૂઢ[1] થયા. સર્વત્ર આનંદ ફેલાઇ રહ્યો. આઠ પ્રધાનોની

---

૧. તે દિવસે (૬ જુન ૧૬૭૪) સવારે રાયગઢમાં એક સરખી ધામધુમ ચાલી રહી હતી. ચારે બાજુએ આનંદના શબ્દ, જયઘોષ, વાજીંત્રના મધુર સ્વરો અને બ્રાહ્મણોના વેદોચ્ચાર સંભળાવા લાગ્યા. મહારાજ પરોઢમાં ઉઠીને પત્ની અને પુત્ર સાથે સ્નાન કરીને, ઉત્તમ વસ્ત્રાલંકાર ધારણ કરીને અને ભવાની દેવીને, માતુશ્રી જીજાબાઇને, કુળગુરૂને અને બીજા વિદ્વાન, વૈદિક શાસ્ત્રી અને પંડિતોને પ્રણામ કરીને શુભ મુહૂર્તે આવીને સિંહાસનપર બેઠા. તેમની નજદીક તેમની પત્નીઓ —સોયરાબાઇ સાહેબ અને પુતળાબાઇ સાહેબ આવીને બેઠાં. તેમની પાસે સંભાજી અને રાજારામ આવીને બેઠા. સિંહાસન સામે આઠ દિશાએ આઠ પ્રધાન, કોઇ સુવર્ણ કળશ, કોઇ રૂપેરી કળશ, કોઇ તામ્ર કળશ, કોઇ છત્ર, કોઇ ચામર ઇત્યાદિ લઇને ઉભા રહ્યા. તેમની એક બાજુએ ગાગાભટ્ટજી અને બીજા બ્રાહ્મણો, ઉત્તમ વૈદિક, શાસ્ત્રી, પંડિત વિગેરે રાજમંડળ મંત્રોદકનું અભિષિંચન કરવા ઉભા રહ્યા. આ વિધિ ચાલતો હતો તે વેળાએ, વાજીંત્રો, નૃત્ય, ગાયન, જય શબ્દ અને

નિમણુક કર્યા પછી પુનઃ મહારાજાએ મ્હોટો દરબાર ભર્યો. આ દરબારમાં દૂર દૂરના રાજાઓ અને તેમના [1]પ્રતિનિધિઓ આવ્યા હતા. તેઓ હજારો રૂપિયા નજરાણાના લાવ્યા હતા. આ દરબારમાં મહારાજાએ અનેક શુરવીરોને તેઓની યોગ્યતા મુજબ બક્ષિસો આપી, તેમાં આપણા કથાનાયકને હંબીર-રાવની પદવી અને પોષાક આપીને વીસ વહાણની સરદારી આપી.

સાંવળ્યાને હંબીરરાવની પદવી, બક્ષિસ અને માન મળ્યાં એ હકીકતની કોલાબામાં બધાને તાબડતોબ ખબર મળી, કારણકે સરકારી ટપાલ સાથે તેના બાપે તુકોજીને એક ખાસ પત્ર મોકલ્યો હતો, તેમાં આ બધી હકીકત સવિસ્તર લખી હતી. આ પ્રમાણે રાયગઢમાં રાજ્યારોહણનો ઉત્સવ ચાલતો હતો તે વેળાએ મોગલ અને શિદ્દી મુંબઇબંદરમાં ઘુસી ગયા એવી ખબર આવી. આથી મહારાજાએ મહાદાજી મોહિતે નામના સરદારને ત્રણ હજાર માણસોનું સૈન્ય આપીને વહાણપર સર્વે મનુષ્યો સાથે શત્રુ તરફ રવાના કર્યો.

---

તોપોની સલામતીથી આખો દેશ ગાજી રહ્યો હતો. ઠેકાણે ઠેકાણે પોતાના કિલ્લાઓ હતા, ત્યાં પ્રથમથી સૂચના મોકલાવ્યા પ્રમાણે એકની તોપનો અવાજ સાંભળીને બીજા કિલ્લામાં, એવી રીતે ચારે બાજુએ કિલ્લાપરથી એક સરખા તોપોના અવાજ અને જયઘોષ થવા લાગ્યા. મહારાજાએ આ વેળાએ પુષ્કળ દાન ધર્મ કર્યું. તેમણે પોતાની સુવર્ણ તુલા કરાવી તેનું વજન સોળ હજાર મહોરનું થયું. તે સર્વ બ્રાહ્મણોને વ્હેંચી દીધું. ગાગાભટ્ટજીનું ઉત્તમ રીતે સન્માન કરીને તેમને એક લાખ રૂપિયા દક્ષિણાના આપ્યા. બીજા બ્રાહ્મણોને પાંચ પાંચ હજાર રૂપિયા આપ્યા. બીજા વિદ્વાન, શાસ્ત્રી અને પંડિતોને કોઇને હજાર, કોઇને પાંચસેં, ચારસેં એમ યોગ્યતા જોઇને આપ્યા. ગોસાંઈ, ગરીબ, ભિક્ષુક વિગેરેને કોઇને ચાર, કોઇને બે, કોઇને એક એ પ્રમાણે આપ્યા. આ પછી મહારાજાએ પોતાના અષ્ટપ્રધાન, સરદાર, ચાનકરી, કારકુન વિગેરે લોકોને કોઇને હાથી, કોઇને ઘોડા, કોઇને પાલખી, કોઇને કંઠા, કોઇને ચોકડા, કોઇને પોષાક એવી રીતે યોગ્યતા પ્રમાણે બક્ષિસો આપી.

૧. તે વેળાએ મુંબઇના અંગ્રેજ વહેપારીઓ તરફથી હેન્રી આકઝેન્ડન અને ફ્રાયર એ રીતે બે જણ રાજ્યાભિષેક સમયે ગયા હતા. તે પૈકી હેન્રી આકઝેન્ડને અંગ્રેજો તરફથી મહારાજાને સલાહના કરાર કહ્યા. તેમાં અંગ્રેજોને મરાઠી રાજ્યમાં વહેપાર કરવા દેવો અને માલ આવે જાય તેપર સેંકડે અઢી રૂપિયા પ્રમાણે જકાત મહારાજાને આપવી, મહારાજાના મુલકમાં દરિયાને કિનારે અંગ્રેજોના વહાણ ભાગીને આવે તો તેમાંનો માલ અંગ્રેજોને પાછો આપવો, અંગ્રેજી નાણું મરાઠી રાજ્યમાં ચાલવા દેવું, એવી ચાર માંગણીઓ હતી. તેમાંથી મહારાજાએ પહેલી બે કબુલ રાખી અને બાકીની બે નાકબુલ કરી.

જોતજોતાંમાં બધું લશ્કર કલ્યાણની ખાડીમાં આવ્યું. ત્યાં આગળ આવતાં જ બધું સૈન્ય પોતાના વહાણપર લઇને દર્યાસાગર વાટેથી પોતાનાં જુદાં જુદાં બંદરોનું રક્ષણ કરવા માટે થોડાં થોડાં વહાણો મોકલ્યાં. સાંવળ્યાએ પોતાનાં વીસ વહાણો લઇને કોલાબાનો રસ્તો લીધો. આ સરદારના હાથ નીચે સાંવળ્યાની જ વયનો માનાજી ભાલેકર નામનો એક હવાલદાર હતો, એની અને આપણા કથાનાયકની ઘણી જ મિત્રતા થએલી હતી. આ હવાલદાર પોતાના સરદારનો માનીતો હતો.

હંબીરરાવ—હવે આપણે સાંવળ્યાને એ જ નામથી બોલાવીશું—પોતાનાં વહાણ લઇને કોલાબા પાસે આવતાં જ મોગલોના વહાણ તેની દૃષ્ટિએ પડયાં. થોડી વારમાં બન્ને બાજુએથી તોપોનો મારો શરૂ થયો. હળવે હળવે વહાણપર વહાણ અથડાવાં લાગ્યાં. હંબીરરાવ હાથમાં તરવાર લઇને સઢનો મોભ પકડીને પોતાનાં માણસોને ઉત્તેજક શબ્દોમાં આગળ વધવાનું કહેતો હતો. તેની બાજુએ માહાદાજી ઉભો હતો, એટલામાં મોગલોના વહાણપરથી 'ભાઇ, ભાઇ' એવો સ્પષ્ટ ધ્વનિ હંબીરરાવના કાને પડયો. આથી તે ચમકયો. કમળજાનો સ્વર તેણે બરાબર ઓળખ્યો.

"સાંવળ્યા—આપણી કમળજા, અરે તે—તે જો—મોહના અને તુકોજી—" પગ ઉંચા કરીને ગણોબા મોગલોના વહાણ તરફ આંગળી બતાવીને બોલ્યો. હંબીરરાવનું તે તરફ લક્ષ હતું જ. તે એકદમ બોલ્યો, "માનાજી, પાણીમાં કુદી પડજો—તે વહાણપર આપણાં માણસો કેદી છે—".

પરન્તુ માનાજી કુદી પડતાં સુધી હંબીરરાવે વાટ જોઇ નહિ. તેણે જાતે જ એકદમ પાણીમાં પડતું મૂકયું. તેની સાથે તેની પાછળ માનાજી અને બીજા પાંચ પચાસ બહાદુરોએ ધડાધડ પાણીમાં કુદકા માર્યા.

વહાણપરના મોગલ ખલાસીઓ પાણીમાં પહોંચી આવેલા શત્રુઓને વહાણપર ચઢવા દેતા નહોતા. તેઓને વહાણપરથી લઢવાનું સારી રીતે ફાવતું હતું. ઘણો વખત થયો. માનાજી પાણીમાં લઢતો લઢતો પાછળની બાજુપરથી મોગલોના વહાણપર ચઢયો. પોતાનામાંથી એકને ઉપર ચઢેલો જોતાં જ બાકીનાઓને ઇર્ષ્યા થઇ, અને તેઓ એકે એકે ઉપર ચઢવા લાગ્યા. તે જોઇને મોગલ ખલાસીઓ અતિશય ગભરાયા. તેઓએ વહાણપર કેદ કરેલા કુદેલી કેદીઓને મારવા માંડયા. એકે ઉંચકીને કમળજાને જળમાં ફેંકી દીધી. બીજાએ મોહનાપર અસ્ત્ર ઉગામ્યું. ત્રીજાએ એક ભયંકર ઝટકો મારીને તેને જખમી કરી.

"માનાજી, તેને સંભાળ. દુષ્ટ—" એમ બોલીને હંબીરરાવે મોહનાપર હથિયાર ઉગામનારા મોગલનું મસ્તક ધડની વેગળું કર્યું ! મોહનાએ પાછું વા-

ભીને જોયું અને ક્ષણવારમાં પોતાનું મસ્તક પોતાના પ્રાણદાતા પ્રિયતમના હાથમાં મુકીને તે મૂર્છિત થઇ ગઈ.

"હંબીરરાવ—હંબીરરાવ—મ્હને મદદ—" કમળજા સાથે માનાજી પાણીમાં ડૂબતો મ્હોટેથી બોલ્યો.

હંબીરરાવે કહેતાં જ માનાજીએ પાણીમાં પડતું મેલીને મહા મુસીબતે કમળજાને ડૂબતી પકડી રાખી હતી. ઘણો વખત થવાથી તે અત્યારે શક્તિહીન થયો હતો, છતાં ઘણી બહાદુરીથી તેણે કમળજાને બેશુદ્ધ સ્થિતમાં પાણીપર પકડી રાખી હતી. પરન્તુ ઝાઝો વખત તે ધીરજ રાખી શક્યો નહિ. આથી તેણે મ્હોટેથી બૂમ મારી. તેની કીકીયારી સાંભળતાં જ હંબીરરાવે એક વાર સામું જોયું. તે વખતે તેના બે ચાર ખલાસી સાધારણ જખમી થએલા તેની દૃષ્ટિએ પડ્યા, પરન્તુ મોગલોનો એક પણ ખલાસી જોયો નહિ. સર્વે ખલાસીઓનાં મુડદાં જ્યાં ત્યાં વેરણ છેરણ પડયાં હતાં. તે જોઇને તેને ઘણો જ આનંદ થયો. તેણે પોતાના કરમાંથી મૂર્છિત થએલી મોહનાને હળવેથી જમીનપર સુવાડી અને તે માનાજીની મદદે દોડ્યો.

મરાઠાનાં વહાણે મોગલોનાં વહાણ ડૂબાવી દીધાં. તેઓનાં વહાણપરથી હંબીરરાવે ચાળીસ કેદીઓનો છુટકો કર્યો. તે સિવાય છ હતભાગી કેદીઓને મોગલોએ ક્રૂરપણે માર્યા હતા. છુટકો કરેલા કેદીઓમાં કમળજા, મોહના અને વૃદ્ધ તુકોજી પણ તેનાં પ્રિય માણસો હતાં. થોડી વારે ગણોબા પોતાનું વહાણ તેની પાસે લાવ્યો. પછી માહાદાજી સરદાર અને ગણોબા, હંબીરરાવે કબજે કરેલાં મોગલોનાં વહાણપર ચઢ્યા. તુકોજીને જોતાં જ ગણોબા તેની પાસે જઇને તેને બાઝી પડ્યો.

"શું કહું તમને રાવ, પ્રસંગ ઘણો બારિક હતો." તુકોજી બોલ્યો, "છતાં હું આ છોકરીઓને કહેતો હતો કે એકલી કોઇ ઠેકાણે જશો નહિ, હોં કે! પણ આ ઉદ્ધત છોકરી મ્હારા જેવા વૃદ્ધનું સાંભળે જ શેની? કાલ સાંજરે કાંઇ રમવા બેઠી—"

એટલામાં કમળજા શુદ્ધિમાં આવી. તેણે આંખો ઉઘાડતાં પાસે બેઠેલા ગણોબાને જોયો, એટલે 'બાપા' કહીને તે પોતાના બાપને બાઝી પડી. તેનાં નેત્રમાંથી આંસુ પડવા લાગ્યાં. ક્ષણવારે તે ડુસકાં ખાતી ખાતી બોલી, "બાપા, આટલાં બધાં વર્ષે હું તમને સાંભરી કે? આજે ભાઇ હોત નહિ તો મ્હારૂં શું થાત? આ કમળજા ફરીથી કદી તમારી નજરે પડી હોત કે? ... પાણીની વખતે—"

"સબુર, કમળજા, હું હોત કહેવા કરતાં આ માનાજી હોત એમ કહે. તને મહામુસીબતે ડૂબતાં પોતાનો જીવ જોખમમાં નાંખીને તેમણે બચાવી છે."

પોતાના ભાઇનું કહેવું સાંભળીને કમળજાએ કૃતજ્ઞતાપૂર્વક માનાજી તરફ જોયું. બન્નેની એક દૃષ્ટિ થતાં જ તેણે ઝડપથી પોતાની નજર જમીન તરફ ફેરવી.

બપોરના સુમારે હંબીરરાવ પોતાનાં વહાણ કોલાબે લાવ્યો. તેની સાથે "શ્રી શિવાજી મહારાજનો જય" એવા મંગળ અવાજથી આખો કિનારો ગાજી રહ્યો. બધા માણસો ઘેર આવ્યા પછી તેમના આનંદનું કોણ વર્ણન કરી શકે? ગણોબા—પોતાનો પતિ આવ્યો એવી ખબર મળતાં જ સરૂ દોડતી બહાર આવી અને તેણે પોતાના પતિના ચરણમાં મસ્તક નમાવ્યું! અહાહા! તે વેળાએ ગણોબાને કેટલો આનંદ થયો હશે? એટલામાં સુભાનજી પાસે આવ્યો. તે અને ગણોબા પ્રથમથી જ એક બીજાને ઓળખતા હતા. તેણે જ સુભાનજીને કોલાબાની હકીકત કહીને તુકોજી દવાખાનામાં છે, એવું કહ્યું હતું, તે હકીકત પાંચમા પ્રકરણમાં આપી છે. તે વખતે ગણોબાએ ફક્ત પોતાનું નામ તેને કહ્યું નહોતું, કારણકે પોતાના મારથી પોતાની પત્ની મરી ગઇ એવું સમજીને નામ જણાવવાથી પોતાને ખૂની કહીને કોઇ પકડશે એવી તેને બ્હીક હતી. સુભાનજીને જોતાં જ હંબીરરાવને દૂરબીન અને હોકાયંત્ર એકદમ સાંભરી આવ્યાં. ચાર વર્ષ પહેલાં તે કોલાબે આવ્યો. તે વખતે તે બન્ને વસ્તુઓ તેણે તુકોજીને આપી હતી, તે હજીસુધી તેની પાસે જ હતી. પોતાની પાછળ કદાચ તે વસ્તુઓ તુકોજીએ સુભાનજીને બતાવી હશે, એવું સમજીને તેણે સુભાનજીને કહ્યું, "બાપા," સુભાનજીને તે બાપા કહેતો હતો એ વાંચકના લક્ષમાં હશે જ—"બાપા, તુકોજીએ બતાવેલી વસ્તુઓ ત્હમે ઓળખી કે?"

"સાંવળ્યા, કયી તે વસ્તુઓ? હજીસુધી મ્હેં તે જોઇ નથી!"

"સાંવળ્યા, હજીસુધી મ્હેં કાંઇ તે સુભાનજીને બતાવી નથી." એમ બોલીને તુકોજી સુભાનજી તરફ વળીને બોલ્યો, "શું કહું તમને રાવ, સાંવળ્યાએ મ્હને તે આપી તેવી જ મ્હેં તે દવાખાનામાં પેટીમાં મુકી છાંડી છે—"

હંબીરરાવ તેનું ભાષણ સાંભળવા ઉભો રહ્યો નહિ. એકદમ તેણે દવાખાના તરફ દોટ મુકી. તેને નાના છોકરાની માફક દોડતો જોઇને સર્વેને નવાઇ લાગી. થોડી વારે તુકોજીની પેટીમાંથી દૂરબીન અને હોકાયંત્ર લઇને તે પાછો આવ્યો. તે એકદમ દોડતો ક્યાં ગયો, એ સુભાનજીના ધ્યાનમાં આવ્યું નહિ.

તે કયી વસ્તુ માટે બોલ્યો, તે જોવા માટે તે ઘણો જ ઉત્સુક બન્યો હતો. હંબીરરાવ પાછો આવતાં જ તેના હાથમાં તેની ઓળખીતી વસ્તુઓ જોઇને સુભાનજી ચમક્યો. તેણે હંબીરરાવના હાથમાંથી તે બન્ને વસ્તુઓ લીધી. વસ્તુઓ લેતાં તેના હાથ થરથર કંપતા હતા.

"સાંવળ્યા, આ વસ્તુઓ ત્હારી પાસે શી રીતે આવી ?" દૂરબીન અને હોકાયંત્ર જોતો જોતો સુભાનજી બોખરે અવાજે બોલ્યો, "સાંવળ્યા, કહે આ તને કોણે આપી ? આ મ્હારી પત્ની પાસે હતી—પણ—તે—"

"માનાજીરાવ, જા તે મ્હોટા સઢવાળું આપણું વહાણ આ બાજુની ખાડીમાં લઇ આવ—જા જલદી. આજનો આ ખરેખર આનંદનો દિવસ છે." એવું કહીને સાંવળ્યાએ સુભાનજીને કહ્યું, "આ ચીજો ત્હમારી ત્હમે ઓળખીને ? સબુર કરો—બાપા, હવે થોડી વાર સબુર કરો. ત્હમારા પ્રશ્નનો ઉત્તર હું હમણાં આપું છું. આ જુઓ હમણાં હું આવું છું !"

કપડાં પહેરીને પુનઃ હંબીરરાવ દોડતો દોડતો ખાડીમાં આવ્યો. માનાજીએ વહાણપર સઢ ચ્હડાવ્યો હતો. સુદૈવે તે વખતે પવન ઘણો જ ઉત્તમ હતો. જોતજોતાંમાં તેનું વહાણ ચેઉલની ખાડીમાં આવ્યું. ઘેરથી નીકળતાં તે કોઈની સાથે બોલ્યો નહિ, તેથી તે ક્યાં ગયો એ કોઇના જાણવામાં આવ્યું નહિ. સુભાનજી તો અતિશય વિચારમાં પડયો. તેણે દૂરબીન અને હોકાયંત્ર ઓળખેલાં જોઇને હંબીરરાવના મનમાં જનાબાઈ વિષે પહેલાં જે વહેમ આવ્યો હતો તે ખરો પડયો. જનાબાઇ એ સુભાનજી નાયકની પત્ની છે એવી તેની પુરેપુરી ખાત્રી થઇ. તોફાનમાં સપડાઇને તે એક કિનારે આવી પહોંચી અને સુભાનજી બીજે કિનારે આવી પહોંચ્યો. તેથી પોતાની પત્ની તોફાનમાં સપડાઇને મૃત્યુ પામી હશે એવું સુભાનજીને લાગવાથી તેણે તદ્દન વૈરાગ્ય ધારણ કર્યો હતો, અને આ તરફ પતિ જીવતો હતો છતાં વૈધવ્યમાં જનાબાઇ દિવસ ગાળતી હતી. હંબીરરાવ આવ્યો તે વેળાએ જનાબાઇ બહાર બેઠી હતી. આટલાં વર્ષે તેને જોઇને જનાબાઇને અત્યંત આનંદ થયો.

"સાંવળ્યા, અરે તું ક્યાંથી ? પદવી અને બક્ષિસો મેળવવામાં મશગુલ થઇ ગએલો લાગે છે ! સારો છું ને !"

"ત્હમારા આશીર્વાદથી સારો છું, પણ ચાલો જલદી, મ્હારી સાથે. તમને હું લઇ જવા માટે આવ્યો છું. આજે મ્હારે ઘેર મ્હોટો ઉત્સવ છે."

"શેનો ? ત્હારા લગ્નનો ? બેસ, બધી વાતો સાંભળવા દે. હું ધારતી હતી કે તું મ્હને ભૂલી ગયો હોઇશ !"

"વાહ, કદી એવું બને કે ? પણ ચાલો—"

હંબીરરાવે તેને વધારે બોલવા જ દીધી નહિ. ઉતાવળ કરીને તે તુર્ત વહાણપર લાવ્યો. ઘેર શેનો ઉત્સવ છે એવું જનાબાઈ તેને હરઘડી પૂછતી હતી. પરન્તુ તેણે તેને કાંઈ વધારે જણાવ્યું નહિ. વહાણમાં આવીને બેઠા પછી પોતાને મહારાજા તરફથી મળેલી સનદ પોષાક અને પદવી વિષે સવિસ્તર હકીકત કહીને કોલાબાની ખાડી આવતાં સુધીનો વખત કાઢી નાંખ્યો. રાતના સુમારે તેનું વહાણુ કોલાબે આવ્યું. ઘેર બધાં માણસો તેની ઉત્સુકતાથી વાટ જોતાં બેઠાં હતાં. આજ સરૂને નવો ઉત્સાહ આવ્યો હતો. આજ તે જાતે રસોઈ કરવાની ખટપટમાં રોકાઈ હતી. બહાર ભાઇ આવ્યો, એવો કમળાનો શબ્દ સાંભળતાં જ હાથમાંનું કામ પડતું મુકીને તે બહાર આવી. હંબીરરાવની સાથે એક સ્ત્રી આવી છે એવું તેણે જોયું. તે સ્ત્રી કોણ હશે એવો દરેકના મનમાં વિચાર આવવા લાગ્યો, કારણ કે જનાબાઇને તેઓએ કદી જોઇ જ નહોતી. માત્ર તેને ઓળખનારો સુભાનજી જ હતો. તુકોજી પણ તેને ઓળખતો હતો, પરન્તુ તે અત્યારે તદ્દન ભૂલી ગયો હતો. જનાબાઇને લઇને હંબીરરાવ ઘર પાસે આવ્યો કે તરત જ સુભાનજીની અને તેની નજર એક થઈ, તેથી જનાબાઇ એકદમ રસ્તામાં જ ઉભી રહી. પોતે ખરેખર પોતાના પતિને જુએ છે કે પોતાને આભાસ લાગે છે એ તેના લક્ષમાં આવ્યું નહિ. સુભાનજીની પણ તેવી જ સ્થિતિ થઇ!

"આ આનંદનો દિવસ ખરોને ! બાપા, ત્હમારા પ્રશ્નનો ઉત્તર જોઇએને ! લ્યો હવે ઓળખો પોતપોતાના માણસને !"

હંબીરરાવે એવું કહેતાં જ સુભાનજીએ સ્નેહથી પોતાના હાથ લાંબા કર્યા અને જનાબાઇ તેમાં આવતાં જ તે બન્ને હાથ તેની આસપાસ વીંટળાયા ! આ ભેટ જોઇને સર્વને આનંદ થયો, માત્ર મોહનાને જરાક નવાઈ લાગવા માંડી. પોતાની માતાની આટલે વર્ષે ભેટ થઇ છતાં તે પોતાની કાંઇ ખબર પૂછતી નથી એવું જોઇને તેને માઠું લાગવા માંડ્યું. આજસુધી તે સુભાનજીને પોતાના પિતા સમજતી હતી, એ વાંચક જાણે છે. ઘણો વખત થયો છતાં જનાબાઈ પોતાને પાસે બોલાવતી નથી એવું જોઇને તેનાં નેત્રોમાં આંસુ ભરાઇ આવ્યાં. તે ધીમેથી આગળ આવી અને સુભાનજીના ખભાપર મસ્તક મુકીને ડુસકાં ભરવા લાગી. પ્રથમ તેની આવી વર્તણુક સુભાનજીના લક્ષમાં આવી નહિ. છેવટે તે અસ્પષ્ટ અવાજે ડુસકાં ખાતી બોલવા લાગી, "બાપા ! આ મારી મા ને ! તે મ્હને પાસે બોલાવતી નથી—"

આ મોહનાના શબ્દ સાંભળીને જનાબાઇ વિચારમાં પડી. આથી સુભાનજીએ મોહનાના મુખપર હાથ ફેરવીને તેને જનાબાઇ પાસે લીધી અને બોલ્યો, " આ આપણી ધર્મપુત્રી, એને પાસે લૈ અને સમજાવ. બેટા, હવે ત્હારાં મા-બાપ અમે જ છીએ! આજસુધી આ વાત મ્હેં તને કહી નથી પણ અ-ત્યારે કહું છું." એમ બોલીને તેણે પોતાનો વૃત્તાન્ત કહેવાની શરૂઆત કરી. સર્વ હકીકત ક્રમે ક્રમે કહીને તોફાનમાં પોતાને પારણું કેવી રીતે મળી આવ્યું તે હકીકત તે કહેવા લાગ્યો. પાસે બેઠેલા માણસો તેનું કહેવું લક્ષપૂર્વક સાંભળવા લાગ્યા. પરન્તુ મહાદાજીનું લક્ષ સુભાનજીની વાતપર વધારે હતું. પારણું મળી આવ્યું તે હકીકત માહાદાજીએ મ્હોટી ઉત્કંઠાથી સાંભળી, અને સુભાનજીને પૂછ્યું, " નાયક, તોફાનમાં મળી આવેલી છોકરી આ જ કે?"

" હા, ત્હમે તે ચંડાળોના હાથમાંથી બચાવી તે જ મ્હારી મોહના."

" આ મોહના તમને તોફાનમાંથી મળી આવી?" પુનઃ તેણે પૂછ્યું, અને મોહના તરફ જોતો તે વિચારમાં ગર્ક થયો.

" એનાં માબાપની મ્હેં પુષ્કળ તપાસ કરી પરન્તુ હજીસુધી તેમનો કાંઇ પત્તો લાગ્યો નથી. એની સાથે મળી આવેલી ચીજો—એનું પારણું, એના અંગપરનાં બાલ્યાવસ્થાનાં કપડાં અને વીંટાળેલી જરીની ન્હાની શાલ હજી-સુધી મ્હેં બરાબર સાચવી રાખી છે. કદાચ—"

" તે ચીજો મ્હને બતાવશો?"

" હા, કેમ નહિ બતાવું? પરન્તુ તે પારણું વસઇમાં રહ્યું. બાકીની વસ્તુઓ અહિં છે. મોહના, બેટા, પેટીમાં પોટલી છે તે લાવ જોઇએ."

મોહના ચુપકીથી ઉઠી. તેને સુભાનજી હમેશ કહેતો હતો તે વાક્યનો ખરો અર્થ હવે તેનાથી સમજાયો. તેણે કેટલીક વખત તે પોટલીમાંની ચીજો કોની હશે એવો વિચાર કર્યો હતો. આથી આ ચીજો તોફાનમાંથી મળી આવેલી એક છોકરીની છે એ સિવાય સુભાનજીએ તેને બીજું કાંઇ જ કહ્યું નહોતું. મોહનાએ લાવી આપેલી પોટલીમાંથી સુભાનજીએ તે વસ્તુઓ માહાદાજીના હાથમાં આપી. ઘણા વખત સુધી માહાદાજી તે તરફ જોઇ રહ્યો. ક્ષણવારે તેનાં નેત્રો આંસુથી ભરાઇ આવ્યાં. તેને ડુસકાં આવ્યાં. છેવટે તે અસ્પષ્ટ અને ખોખરે અવાજે બોલ્યો, " સુભાનજી! ઇશ્વરની લીલા અપાર છે એવું કહેવાય છે તે ખોટું નથી. હવે મ્હારી ખાત્રી થઇ કે—મોહના એ મ્હારી જ પુત્રી છે. મોહના, આ ત્હારા હતભાગી બાપને ભેટ—"

તેણે પહોળા કરેલા હાથમાં જવાને મોહનાને કિંચિત્ સંકોચ થયો. પરન્તુ જ્યારે તેણે પોતાનું મસ્તક તેના હૃદયપર રાખ્યું ત્યારે તે પોતાના પિતાનું જ હૃદય છે એવું એક દૈવિક શક્તિ તેના કાનમાં કહેવા લાગી. તેના નેત્રોમાંથી આંસુ વહેવા લાગ્યાં. થોડી વારે તેણે પોતાનાં આંસુરૂપી પ્રેમથી પિતાનું હૃદયસ્થળ ભરી નાંખ્યું ! અત્યારે માત્ર તે ઘરમાં સર્વત્ર આનંદનું પૂર્ણ સામ્રાજ્ય પ્રસરી રહ્યું !

તે દિવસે સરૂએ જમવાની પણ ઉત્તમ સગવડ કરી હતી. સર્વે જણાં ઘણા આનંદથી જમ્યાં. રસોડામાં સરૂ અને જનાબાઇ રોકાયાં હતાં અને સઘળા માણસોને પીરસવાનું કામ મોહના અને કમળજાએ સ્વીકાર્યું હતું. જમી રહ્યા પછી પુનઃ સર્વે એકત્ર બેસીને પોતપોતાની કર્મકથા કહેવા લાગ્યાં. કમળજા, મોહના, સરૂ અને જનાબાઇ બહાર બેઠેલા પુરૂષોની વાતો સાંભળતાં અંદરની બાજુએ બેઠાં હતાં. માહાદાજી સરદારે પોતાની હકીકત કહી, તે સંક્ષેપમાં વાંચકો માટે અહિં આપીએ છીએ.

માહાદાજી જુમલેદાર પૂર્વે બાંદલ દેશમુખના હજાર સ્વારનો સરદાર હતો. દેશમુખનો પરાજ્ય થયા પછી મહારાજે બાજી દેશપાંડે પ્રમાણે તેને પણ પોતાના સૈન્યમાં જગ્યા આપી. એ નવી નોકરીએ ચઢ્યા પહેલાં પોતાના કુટુંબીઓને ભેટીને ખેતરો અને ઘરબારની વ્યવસ્થા કરવા તે મહાડ ગયો. તે મહાડનો રહેવાશી હોઇને તેના ઘરમાં તેની પત્ની, ન્હાની પુત્રી અને તે સિવાય બીજાં કુટુમ્બી માણસો રહેતાં હતાં. ચાર દિવસ ઘેર રહીને પોતાની સાથે પોતાની પુત્રી અને પત્નીને લઇને દક્ષિણમાં જવાને તે નીકળ્યો. તે વેળાએ વરસાદના દિવસો હતા. તેનું વહાણ બાણકોટની ખાડી છોડીને આગળ આવ્યા પછી એકાએક તોફાનમાં સપડાયું, અને એક ખડકની સાથે અથડાઇને ભાગી ગયું. આ તોફાનમાં ઘણા માણસોની હાનિ થઈ. માહાદાજી અને બે ખલાસીઓ મહા મહેનતે કલ્યાણની ખાડીમાં આવી પહોંચ્યા, અને ન્હાની છોકરીનું પારણું તણાઇ ગયું. બીજે દિવસે કેટલાંક મુડદાં ખાડીમાં તણાતાં આવ્યાં. તે મુડદાંમાં માહાદાજીએ પોતાની પ્રિય પત્નીને ઓળખી. આથી તેને અત્યંત દુઃખ થયું. પત્નીની માફક પોતાની ન્હાની પુત્રી પણ તોફાનમાં સપડાઇને ડૂબીને મૃત્યુ પામી હશે એવું તેને લાગ્યું. છેવટે તે બિચારો દુઃખી અંતઃકરણે મહારાષ્ટ્ર જઇને મહારાજાના સૈન્યને મળ્યો.

આવી રીતે દરેક જણુ પોતપોતાની હકીકત કહેવામાં રોકાયા હતા. તે દિવસે મધ્યરાત થઇ ત્યાંસુધી તેમની સુખદુઃખની વાતો ચાલતી હતી. છેવટે

તે જ બેઠકમાં ગણોબાએ છોકરાંઓના લગ્નનો પ્રશ્ન કાઢ્યો. તે સમયે અંદરની બાજુએ પોતાની પાસે બેઠેલી કમળજાને મોહનાએ ચુંટી ખણીને કહ્યું, "કેમ કમળજા, એ ખુણામાં ક્યારની એક ચિત્તે શું જોઇ રહી છે? ત્યાં શું એટલું બધું જોવા જેવું છે? મ્હને તો ત્યાં માનાજીરાવ બેઠેલા જણાય છે. તું કોની તરફ–તે બાજુએ તનમન લગાડીને જુએ છે?"

એટલામાં બહાર માહાદાજી બોલ્યો, "ગણોબા! મ્હેં મોહનાને ત્હમારા ચરણમાં મુકી, તેવી જ રીતે ત્હમે કમળજાને અમારા ચરણમાં મુકો. આ મ્હારા માનાજીને તો અત્યારે મ્હારા સિવાય કોણ છે? તે પણ થોડા દિવસમાં મહારાજાના લશ્કરમાં મ્હારા જેવો જુમલેદાર થશે."

"ઠીક છે. ત્યારે તો ચોકઠું બેસાડી દો! કેમ તુકોજીરાવ, ત્હમારો શો મત છે?" ગણોબાએ પૂછ્યું.

"શું કહું તમને રાવ, હવે નક્કી કરવામાં શું રહ્યું છે? આ તો ખરેખરો યોગાયોગ બન્યો છે."



## પ્રકરણ ૧૩ મું.

### ચાર વર્ષની હકીકત.

ઈશ્વરની લીલા ન્યારી છે. માનવ પ્રાણી પોતાના સુખ માટે કાંઈ કાંઈ ગડમથલ કરે છે અને ઇશ્વરની લીલા જુદું જ કરે છે! હંબીરરાવ અને માનાજીના લગ્નની તૈયારી ઘણા ઠાઠમાઠથી ચાલતી હતી. બે દિવસપર લગ્ન થયાં હતાં. એટલામાં માતુશ્રી જીજાબાઈ સાહેબનો સ્વર્ગવાસ થયાના સમાચાર એકાએક કોલાબે આવ્યા. આ વાતની ખબર પડતાં જ આ મંડળી ઘણી જ નાસીપાસ થઈ ગઈ. મહારાજ દુઃખમાં હોઇને પોતે લગ્નનો ઉત્સવ કરવો એ તદ્દન ગેરવ્યાજબી છે એવું તેમને લાગવા માંડ્યું. તેમનો લગ્નોત્સવ લાંબો વખત ચાલ્યો નહિ કારણકે માહાદાજી સરદાર અને માનાજીને તેઓની સાથે લાવેલા લશ્કરને લઇને પાછા દક્ષિણમાં જવાની ઉતાવળ હતી. આથી નિરૂપાયે તેઓએ બે દિવસ પહેલાં તે બન્ને લગ્નો ઉકેલી નાંખ્યાં.

વાસ્તવિક રીતે જોતાં મહારાજાપર તો આ મ્હોટું સંકટ આવી પડયું હતું. રાજ્યાભિષેક થયાને થોડા દિવસ થયા નાહ એટલામાં જ માતુશ્રી સાહેબ સ્વર્ગવાસી થયાં. આથી મહારાજાને કેટલું દુઃખ થયું હશે તેની કલ્પના પણ કરી શકાય નહિ, પરન્તુ મહારાજા ઘણા વિવેકી હતા. પોતાનો રાજ્યારોહણનો ઉત્સવ પોતાનાં માતુશ્રીએ જોયો એટલેથી જ સંતોષ માનીને તેમણે દુઃખમાં સુખ માની લીધું.

નવીન વિવાહિત થયેલાં જોડાં પરસ્પર ઘણા પ્રેમમાં હતાં. રોજ સાયંકાળે હંબીરરાવ અને મોહના, માનાજી અને કમળજા, આ બન્ને યુગલો હોડીમાં બેસીને પાણીમાં સહેલ કરતાં નજરે પડતાં. એક દિવસ આ લોકો હોડીમાં બેસીને આનંદથી સ્હેલ કરતાં મુંબઇથી દસ અગિઆર માઇલ દૂર ચાલ્યાં ગયાં. અહિં નજીકમાં જ દેખાતા એક ન્હાના બેટ તરફ કમળજાનું લક્ષ ખેંચાયું. તે બોલી, “ભાઇ, આ કયો બેટ? આમાં કાંઇ વસતી દેખાતી નથી. સર્વત્ર જંગલ જ દેખાય છે!”

“આનું ખાંદેરી અને પેલાનું ઉંદેરી એવાં નામ છે.” આંગળી બતાવતો હંબીરરાવ બોલ્યો, “માનાજીરાવ, આ બેટ માટે મ્હારા મનમાં અનેક વાર વિચાર આવ્યા હતા. આ બન્ને બેટમાંથી એકપર મહારાજા પોતાના વહાણનું થાણું કરે તો પુષ્કળ ફાયદો થાય એમ મ્હને લાગે છે. આ વાત

મહારાજાના મનમાં આવવી જોઇએ. કદાચ આવી પણ હશે, પરન્તુ તેમાં કાંઇ વાંધો હોવાથી મહારાજાના ધ્યાનમાં નહિ ઉતર્યું હોય."

"હા. એવી જ બાબત હોવી જોઇએ. નહિતો મહારાજાનું ધોરણ કદી ભૂલવાળું હોય નહિ, તે મ્હારી પુરેપુરી ખાત્રી છે. અત્યારે આ જ જુઓને! પહેલાં મહારાષ્ટ્રમાં સર્વત્ર એ ઝોટીંગ પાદશાહી ચાલતી હતી. કોઇ કોઇને પૂછતું જ નહોતું. બાદશાહની નોકરી કરીને તે આપે તે ટુકડો એકાદા નિમકહલાલ કુતરા પ્રમાણે ખાવો, પરન્તુ સ્વદેશ માટે કિંવા સ્વધર્મ માટે, એટલું જ નહિ પણ પોતાની જાત માટે પોતાનું શું કર્તવ્ય છે એની પણ તેમને ખબર નહોતી. પરન્તુ આ વાત મહારાજાના લક્ષમાં જલદી—તદ્દન બાલ્યાવસ્થામાં—આવી, આપરથી તે ખરેખર જ ઇશ્વરી અવતાર છે એવી આપણને ખાત્રી થાય છે. પ્રથમ તેમણે ધીમે ધીમે એકે એકે નાકાં રોકીને પોતાની જાગીરની આસપાસના કિલ્લાઓ કબજે કર્યા અને તે પર જ સ્વરાજ્યનો શુદ્ધ પાયો બાંધ્યો. આ તેમનો વિચાર ખોટો હતો? હંબીરરાવ, ત્હમે દૂર–શિદ્દી, ફિરંગી અને અંગ્રેજ એમાં જ હોવાથી મહારાજાના મુખ્ય વિચારની તમને ભાગ્યે જ કલ્પના હશે! મહારાજાએ કેટલીક વખત પોતાના વિચાર જણાવ્યા હતા. મારે ગૌબ્રાહ્મણ પ્રતિપાળ થઇને આર્ય માતાનો ઉદ્ધાર કરવાનો છે, અને આ કામ મ્હારા પોતાના હાથથી કરવા માટે એકત્ર મરાઠાની શક્તિ જોઇએ, એવા મહારાજાના ઉદ્દગાર કેટલીક વખત મ્હારે કાને આવ્યા હતા."

આવી રીતે એક તરફ હંબીરરાવ અને માનાજીની વાત ચાલતી હતી અને બીજી તરફ કમળજા અને મોહનાનો વિનોદ ચાલતો હતો.

"કેમરે મોહના, તે દિવસની તું જ ને! હું તને ઘણી વખતે કહેતી હતી કે એકલાં ફરવું સારૂં નહિ, તો કહે કે હું હવે કાંઈ છોકરી છું? છોકરી નહોતી– ખાસ્સી મ્હોટી હતી ત્યારે પછી શું કામ તે મુઆઓ પકડીને લઇ ગયા?"

"પકડીને લઈ ગયા ત્યારે જ તો માનાજીરાવને નિમિત્ત મળ્યું અને તે દોડતા આવ્યા અને અમારી કમળજાને ડુબતાં ડુબતાં બચાવી, સમજી કે? ત્હારી અને માનાજીરાવની ઓળખાણ થવાનું જો કાંઇ કારણ હોય તો તેનું મૂળ હું જ છું હોં!"

આવી રીતે તેમનો વિનોદ હમેશ ચાલતો હતો, પરન્તુ જનાબાઈ અને સરૂનો વિષય જુદો જ હતો.

"કહો કે ન કહો, પરન્તુ ઇશ્વરની ઇચ્છા કાંઈ જુદી જ માલુમ પડે છે. સર્વની ભેટ આમ એક જ દિવસે તદ્દન અકલ્પિત રીતે થાય એ તો ઇશ્વરની લીલા જ."

"બરાબર, ત્હમે કહો છો તે કાંઇ ખોટું નથી, સર બ્હેન! તે મુઆ ફિરંગીઓના હાથમાંથી મ્હારો છુટકો કર્યા પછી હંબીરરાવ ઘણી વાર મ્હારી પાસે આવતો જતો હતો, પણ એકે વખત તે વસઈની ખાડીમાં કોની પાસે રહે છે તે કહ્યું નહોતું, અને મ્હેં પણ તેને પૂછ્યું નહોતું. મ્હેં જો નામ સાંભળ્યું હોત તો ક્યારનીએ હું ઓળખી કાઢત!"

"પણ એમ થાય કેમ? જુઓ! ચાર વર્ષ થયાં ત્હમે સાંવળ્યાને આપેલું દૂરબીન દવાખાનામાં તુકોજી પાસે હતું પણ તે સુભાનજીને બતાવવાની અક્કલ ના આવી! કાંઇ નહિ. ઈશ્વરે દરેક બાબતનો વખત ઠરાવેલો છે, એ જ ખરૂં!"

મધ્યાન્હે એક તરફ આ બન્નેની પોતાના પૂર્વ વૃત્તાન્તની હકીકત ચાલતી હતી અને બીજી બાજુએ સુભાનજી, ગણોબા, તુકોજી, માહાદાજી અને દવાખાનામાંના કેટલાક લોકો ચલમના દમ મારતા પોતપોતાના જીવનમાં બનેલી વાતો એક બીજાને કહેવામાં મશગુલ બન્યા હતા.

"હું ખલાસી તરીકે પ્રથમ રહ્યો તે હંબીરરાવના વહાણુપર!" ગણોબા બોલતો હતો. "તે ઘણો જ સજ્જન પુરૂષ હતો. મ્હારાપર તેનો ઘણો પ્રેમ હતો. કદી કોઇનું મન દુભાવે નહિ. તેનું મૃત્યુ જુઓ કેવું ચમત્કારિક! મહારાજાનો હુકમ નહોતો છતાં પત્નીની હઠથી તે તેને પોતાની સાથે વહાણુપર લઈ ગયો. તે પહેલાં તે કદી પણ પોતાની પત્નીને વહાણુપર લઇ ગયો નહોતો. પણ કહેવત છે કે—"વિનાશકાળે વિપરીત બુદ્ધિ!" તે સમયે મહારાજાની ગોવાની લઢાઇ ચાલતી હતી. તે લઢાઇમાં શત્રુની ગોળીઓથી તેનું વહાણ ભાગી ગયું. આથી પત્નીને બચાવવા તે તેને લઇને પાછો જતો હતો. બરાબર પા માઇલ પાછો ગયો અને પોતાનામાંના એક વહાણુપર તે ચઢતો હતો એટલામાં તે વહાણુ એકદમ સળગી ઉઠયું. તે વહાણુપર દારૂગોળાનો સંગ્રહ હતો. એકાએક તે વહાણુ શી રીતે સળગી ઉઠયું તેની ખબર પડી નહિ, પરન્તુ તે વહાણુપર સાઠ પાંસઠ ખલાસીઓ સાથે તે સરદારનું જોડું પણ મરણ પામ્યું!"

"અરેરે! માઠું થયું!" મહાદાજી બોલ્યો, "પણ ગણોબા, મૃત્યુની વેળા આવે એટલે મનુષ્યને એવી જ બુદ્ધિ સુઝે! હમણાં આ જુઓ, ત્હમારી સાથે સુરતની લઢાઇમાં હતા તે પ્રતાપરાવ [1]ગુજર સરનોબતની તમને ખબર

---

૧. પ્રતાપરાવ ગુજર મહારાજાના લશ્કરમાં સરનોબત હતો. તેની એક ભુલ માટે મહારાજાએ તેને ઠપકો આપ્યો, અને "ત્હેં ત્હારા વર્તનથી મ્હને નાખુશ કર્યો છે. હવે વિજાપુરના બાદશાહની ફોજ વહન કપાઇ મયા સિવાય મ્હારી સામે હાજિર આવીશ નહિ" એવો સંદેશો મોકલ્યો. આથી ગુસ્સે થઇને તે શત્રુના સૈન્ય-

છે! તે કેવા શુરા અને પ્રતાપી યોદ્ધા હતા? પરન્તુ તેમનો વિનાશકાળ આવ્યો, એટલે તેમની બુદ્ધિ ફરી ગઇ. મહારાજે એક બાબતમાં તેમને કાંઇ કહ્યું તેથી ગુસ્સે થઇને તે નીકળી પડયા, અને હજારો લોકો સાથે અવિચારપણે શત્રુપર ચડીને રણમાં પડયા."

આવી રીતે તે કુટુમ્બનો વખત ઘણા સુખમાં પસાર થતો હતો. આવી રીતે પંદર દિવસ નીકળી ગયા પછી માહાદાજી, માનાજી અને કમળજાને દક્ષિણમાં જવાનો દિવસ આવી પહોંચ્યો. સરૂને તે દિવસે બિલકુલ ચેન પડયું નહિ, કારણકે કમળજા હવે જશે એટલે તેની અને પોતાની જલદીથી ભેટ થશે નહિ એ તે જાણતી હતી. છેવટે ઘણા દુઃખથી પરસ્પર રજા લઇને માહાદાજી સરદાર પોતાની ટોળી સાથે દક્ષિણમાં જવાને નીકળ્યો. કમળજા ગયા પછી મોહનાને થોડા દિવસ બિલકુલ ગમ્યું નહિ. તેને રહી રહીને કમળજાના વિનોદી બોલો સાંભરી આવતા. સરૂને પણ તેના ગયા પછી તદ્દન સનું લાગતું હતું. માહાદાજીએ કબૂલ કર્યા પ્રમાણે દરેક મહિને તેના તરફથી ખુશીનો પત્ર નિયમિત આવતો હતો, અને તે પત્રની ખબરપરથી સરૂના મનનું સમાધાન થતું હતું.

હંબીરરાવનાં લગ્ન થયાને ચાર વર્ષ થયાં. આ ચાર વર્ષથી તેના વહાણુ ઘણે ભાગે સ્વસ્થ જ હતાં, એવું કહેવાને હરકત નથી. તેટલા સમયમાં ગણોબાના કુટુમ્બમાં બે માણસોનો વધારો થયો. કમળજાને છોકરો આવ્યાની વાત સાંભળ્યા પછી આઠ મહિને મોહનાને છોકરી આવી; અને કોલાબામાંથી તેના પરિચયના માણસોમાંથી બે વૃદ્ધ માણુસો મૃત્યુ પામ્યા. તે બે માણુસો દવાખાનામાંના તુકોજી કદુ અને તાત્યા વૈદ્ય હતા. આ બન્નેના મૃત્યુથી તે કુટુમ્બને અતિશય ખેદ થયો.

---

પર આવેશથી તુટી પડયો. તે વેળાએ મુસલમાન સરદાર અબદુલ કરીમ મ્હોટા લશ્કર સાથે પન્હાળાપર ચઢી આવ્યો હતો. આ હલ્લામાં પ્રતાપરાવ સેંકડો મનુષ્યો સાથે મરણ પામ્યો. તે જ હલ્લામાં હંસાજી મોહિતે આગળ આવ્યો. તેણે અતુલ પરાક્રમ બતાવીને શત્રુપર વિજય મેળવ્યો. તેથી હંસાજીને "હંબીરરાવ" નો ઈલ્કાબ આપીને મહારાજાએ પોતાના અષ્ટ પ્રધાનમાં તેને સરનોબત—સેનાપતિ બનાવ્યો. પોતાના ઠપકાથી ગુસ્સે થઇને પ્રતાપ રણભૂમિમાં પડયો, તે બદલ મહારાજાને અત્યંત ખેદ થયો. તે ઘણો બહાદુર અને પરાક્રમી હતો. તેણે એક નિષ્ઠાથી અને બહાદુરીથી કરેલી સેવા મહારાજ કદી પણ વિસર્યા નહિ. તેમણે તેનાં સગાં સંબંધીઓને સારૂં વર્ષાસન બાંધી આપ્યું, અને તેની એક પુત્રીનું પોતાના પુત્ર રાજારામ સાથે લગ્ન કરીને તેના કુટુમ્બ સાથે પોતાનો સંબંધ બાંધ્યો.

## પ્રકરણ ૧૪ મું.

### છેલ્લું નૌકાયુદ્ધ.

"ક્ષત્રિય કુલાવતંસ શ્રી શિવાજી છત્રપતિ" એવું પદ ધારણ કરીને મહારાજાએ પોતે મ્હોટા ઠાઠથી [1]રાજ્યાભિષેક કર્યો અને ચિરવાંછિત હિન્દુ પાદશાહી પુનઃ સ્થાપન કરી, એ ખબર ઔરંગઝેબ બાદશાહને પડી એટલે તેને અતિશય માઠું લાગ્યું. તેણે ચારે બાજુએથી મહારાજાની સત્તા તોડી પાડવાનો વિચાર કર્યો, પરન્તુ મહારાજા સામે ટક્કર ઝીલવાને તેને પોતાના દરબારમાં એકે માણસ જડયો નહિ. તેણે પ્રથમ દક્ષિણના સુબેદાર દિલેરખાનને મ્હોટી ફોજ લઇને મહારાજાના મુલકમાં દાખલ થવાની આજ્ઞા કરી. આવી રીતે દક્ષિણમાં ફરીથી લઢાઇ શરૂ થઈ, પરન્તુ મહારાજાના સમુદ્રકિનારાના પ્રાન્તમાં શત્રુની વિશેષ ગરબડ નહોતી. મોગલ, શિદ્દી અને ફિરંગીને મહારાજાએ ઘણા જ હેરાન કર્યા હતા. મહારાજાની ખોડ ભુલવવાની હવે તેમનામાં બિલકુલ શક્તિ નહોતી, છતાં વચમાં મહારાજાની હીલચાલ જાણવા માટે તેઓ આવતા હતા. સમુદ્રકિનારાના પ્રત્યેક થાણાપર મહારાજાનાં વહાણ તૈયાર હોવાથી તેઓને બિલકુલ ફાવતું નહોતું. ફ્રેન્ચ અને અંગ્રેજો પહેલાંની માફક જ મહારાજાથી બ્હીતા હતા. હવે રહ્યા ડચ લોક! ફક્ત તેમને મહારાજાએ બીજાઓ માફક ત્રાસ આપ્યો નહિ.

મહારાજાએ કર્ણાટકની લઢાઇ પુરી કર્યા પછી જંજીરા હસ્ત કરવાનો પુનઃ એક વાર પ્રયત્ન કર્યો. તે વેળાએ જંજીરાના સરદાર શિદ્દી કાસીમને ત્યાંની પ્રજા સાથે કજીયો થવાથી તે તદ્દન નાખુશ થયો હતો. આવી રીતે તે આફતમાં છે એવું જોઇને મહારાજાએ પોતાનાં વહાણ તૈયાર કરીને જંજીરાને દરીયાઇ ઘેરો ઘાલ્યો અને તે પર તોપોનો મારો ચલાવ્યો. પરન્તુ મહારાજાનો આ પ્રયત્ન નિષ્ફળ ગયો. પોતાને આ કામમાં કેમ યશ મળતો નથી એનો છેવટે મહારાજાએ બારિકાઇથી વિચાર કર્યો. આથી તેમના સમજવામાં આવ્યું કે દરીયામાંથી શત્રુની હીલચાલપર નજર રાખવા માટે પોતાની પાસે જ જગ્યા ન હોવાથી મોગલો અને શિદ્દી અંગ્રેજનો આશ્રય લઇને મરજી પડે ત્યારે મુંબાઇબંદરમાં પેસી જાય છે. આથી શી યુક્તિ કરવી એવો પ્રશ્ન તેમને ઉદ્ભવ્યો. હંબીરરાવના મનમાં ખાંદેરી અને ઉંદેરી એ બન્ને બેટ માટે ઘણા દિવસથી વિચાર ઘોળાતો હતો. તે તેણે મહારાજાના કાને નાંખ્યો.

---

૧. એવું કહેવાય છે કે આ સમારંભમાં એકંદર એક કરોડ અને બેંતાળીસ લાખ રૂપિયાનું ખર્ચ થયું હતું.

"હંબીરરાવ, ત્હમે સુચવેલો વિચાર યોગ્ય અને ફાયદાકારક જણાય છે. ત્હમે જાતે જ તે બન્ને બેટની તપાસ કરીને ત્યાં શું છે, આપણે ત્યાં શું કરી શકીશું એ વિગેરેની તપાસ કરી આવો." મહારાજાએ આપણા કથાનાયકને હુકમ કર્યો.

મહારાજા તરફથી આ કામ મળતાં જ હંબીરરાવને અતિશય આનંદ થયો. તે બન્ને બેટ માટે પુષ્કળ વખત વિચાર કરીને ત્યાં કિલ્લો બાંધીને શત્રુને ઠેકાણે લાવવામાં વાર લાગશે નહિ એવો તેણે મત બાંધ્યો હતો. તે બન્ને બેટપર કોઈ રહેતું નહોતું તેથી ત્યાં પુષ્કળ ઝાડી વધી ગઈ હતી. તેની બરાબર ચોકસી કરીને હંબીરરાવે મહારાજાને ખબર આપી. આથી તેપર મજબૂત કિલ્લો બાંધવાનો મહારાજાનો વિચાર થયો, અને તે કામ તેમણે હંબીરરાવને જ સોંપ્યું. પછી થોડા વખતમાં જ ખાંદેરી બેટપર કિલ્લો બાંધવાનું કામ શરૂ થયું. આ ખબર અંગ્રેજને પડતાં જ તેઓ મ્હોટી ફિકરમાં પડયા. તે બેટપર મહારાજાનું થાણું થયું એટલે પોતાને ધોકો પહોંચશે એમ જાણીને તે તે બેટપરનો પોતાનો હક બતાવવા લાગ્યા. આ વાતની ફિરંગી લોકોને ખબર પડતાં જ તેઓ પણ તે બેટપર પોતાનો હક જણાવવા લાગ્યા, પરન્તુ મહારાજાએ તે તરફ બિલકુલ લક્ષ આપ્યું નહિ.

પોતાની વાત મહારાજા ધ્યાનમાં લેતા નથી એવું જોઇને અંગ્રેજોએ પોતાનાં ત્રણ વહાણ ખાંદેરી બેટપર મહારાજાનું કામ રોકવાને મોકલ્યા અને તેમણે મહારાજાના માણસોને બેટ છોડી જવાનું કહ્યું. પરન્તુ આવી રીતે ડરવાથી બ્હીએ એવો આપણો કથાનાયક નહોતો. "અમારા સ્વામી તરફથી હુકમ આવ્યા સિવાય અમે અમારૂં કામ છોડીશું નહિ, એટલું જ નહિ પરન્તુ ત્હમે અમારા કાર્યમાં વિઘ્ન નાંખ્યું તે માટે શસ્ત્ર ઉગામવામાં પાછા હઠીશું નહિ," એવો તેણે અંગ્રેજોને સંદેશો મોકલાવ્યો.

દસ દિવસ સુધી અંગ્રેજોનાં વહાણે બેટ સામે મારો ચલાવ્યો પરંતુ હંબીરરાવે તેમને પાસે આવવા દીધા નહિ. આથી અંગ્રેજોએ પોતાની મદદે સોળ તોપો અને કેટલાક વહાણ મંગાવ્યાં. તે વહાણુપરનો અંગ્રેજ તાંડેલ પોતાનાં વહાણુ બેટ પાસે લાવ્યો અને તેમાંથી કેટલાક લોકો બેટપર આવ્યા. આથી મહારાજાના માણસોની અને અંગ્રેજોની ઝપાઝપી થઈ. હંબીરરાવે અંગ્રેજોના મુખ્ય તાંડેલને અને છ અંગ્રેજ સિપાહીઓને ઠાર મારીને બાકીનાઓને કેદ કર્યા.

ધીમે ધીમે આ ન્હાની ઝપાઝપીએ લઢાઇનું રૂપ પકડયું. અંગ્રેજોએ પોતાના ઉપરી પાસેથી બીજી મદદ માંગી. આથી અંગ્રેજોનાં એકંદર સાઠ

વહાણ ખાંદેરી આવ્યાં. આ તરફ દર્યાસાગર અને દોલતખાન પણ પોતાનાં વહાણ લઇને હંબીરરાવની મદદે આવ્યાં. તે વખતે તેઓનું યુદ્ધ થયું. તેમાં મહારાજાનાં પાંચ વહાણ ડૂબી ગયાં. મહારાજાને આમાં ઘણું જ નુકસાન થયું. આ ખબર દક્ષિણમાં પડતાં જ ત્યાંથી પાંચ હજાર માણસોનું સૈન્ય મદદે આવ્યું. આથી તેમના શત્રુને અતિશય દહેશત લાગી. અંગ્રેજોએ તાબડતોબ પોતાનો એલચી સલાહ કરવા માટે રાયગઢ મોકલ્યો.

આવી રીતે અંગ્રેજોને શાન્ત બેઠેલા જોઇને, મોગલ સરકારે શિદ્દી કાસીમને લોકો સાથે થયેલો કજીયો પતાવીને તેને મરાઠાના વહાણપર મોકલ્યો. તેને પ્રથમ અંગ્રેજોએ પોતાની બાજુએ લઇ લેવાને યત્ન કર્યો, પરન્તુ તેમનો હેતુ સફળ થયો નહિ. તેણે ઉંદેરી બેટપર તોપો ચઢાવીને ત્યાંથી મહારાજાના વહાણ સામે યુદ્ધ આરંભ્યું. આ યુદ્ધમાં શિદ્દીનો જય થયો. મહારાજાનાં ન્હાનાં મ્હોટાં થઇને નવ વહાણ નાશ પામ્યાં. ઘણા લોકો શિદ્દીના પંજામાં સપડાયા. આથી બચેલાં વહાણ અને ઘાયલ થએલા લોકોને રાજાપુરમાં લઇ જવાની મહારાજાને જરૂર પડી.

વે લઢાઇમાં પોતાના બાપના હાથપર જખમ થયા હોવાથી હંબીરરાવને ઘણી ચિન્તા થવા લાગી. તેના મનમાં પોતાના બાપ પાસે રહેવાનું ઘણું થતું, પરન્તુ ખાંદેરી કિલ્લાનું રક્ષણ કરવાને તેના સિવાય બીજો કોઇ યોગ્ય પુરૂષ ન હોવાથી તે પોતાના બાપ સાથે આવી શક્યો નહિ. આપણા કથાનાયકની આવી સ્થિતિ મહારાજાએ લક્ષમાં લઇને ગણોબાની સારી વ્યવસ્થા કરી. તે સાજો થયા પછી તેને વાર્ષિક પગાર આપીને પોતાના સિંધુદુર્ગનો રખેવાળ ઠરાવ્યો. પિતાની બરાબર વ્યવસ્થા થએલી જોઇને હંબીરરાવનું મન શાન્ત થયું. તેટલા વખતમાં રાજાપુરથી વહાણ દુરસ્ત થઇને આવ્યાં. આ વેળાએ હંબીરરાવે અત્યંત શૌર્યથી ઉંદેરી બેટપર શિદ્દીએ જમાવેલું થાણું તદ્દન ઉડાવી દઇને તેમને નસાડી મુક્યા.

આ તરફ અંગ્રેજના એલચીએ રાયગઢ જઇને મહારાજા સાથે ફરીથી [1]સલાહ કરી. તે સલાહમાં "અંગ્રેજોએ શિદ્દીનાં વહાણને પોતાના બંદરમાં

૧. આ સલાહ ૧૬૮૦ ના માર્ચ માસમાં થઇ. આ સલાહમાં પોતાના બેટ પાસેનાં બન્ને બેટ—ખાંદેરી અને ઉંદેરી—મરાઠાના તાબામાં જઇને તેપર મરાઠાનાં થાણાં બેસે તે બાબત અંગ્રેજોને અત્યંત માઠું લાગ્યું. તે પોતાના તાબામાં રહે એવું તેમના મનમાં હતું. તેથી મરાઠા સાથે લઢીને તે પાછા લેવા માટે તેમણે "કોર્ટ ઑફ ડાયરેક્ટર્સ"ની પરવાનગી માંગી, પરન્તુ તે તેમને મળી નહિ. તે કોર્ટનું એવું કહેવું હતું કે મહારાજ સાથે વેર કરવું એ ડહાપણભરેલું નથી.

પેસવા દેવાં નહિ, અને ચોમાસામાં કદાચ આશ્રય આપવો પડે તો તેઓ તરફથી મહારાજાના મુલકને જરીકે ઉપદ્રવ ન થાય એવો કરાર કરીને આપવો" એવો ઠરાવ કરી લીધો. આ ઠરાવ પછી ખાંદેરી અને [1]ઉંદેરી બેટ મહારાજાના તાબામાં સંપૂર્ણ રીતે આવ્યાં. તેપર તેમણે હંબીરરાવની નીમણુક કરી.



---

૧. આ બન્ને બેટ તાબામાં આવ્યા પછી મહારાજાને ઘણી વાત પોતાના જાણવામાં આવી એવી ખાત્રી થઇ. જંજીરા સર કરવાની તેમની કેટલાંક વર્ષથી ઇચ્છા હતી. તે કિલ્લો પોતાના હાથમાં આવે એટલા માટે તેમણે જાતે પ્રયત્ન કર્યો, પરન્તુ તેમાં તેમને યશ મળ્યો નહિ. જંજીરા એકવાર આપણા હાથમાં આવ્યું એટલે સિદ્દી, મોગલ, ફિરંગી ઇત્યાદિને આપણે ધારીશું એમ કરીશું એવી મહારાજાની ખાત્રી હતી. પરન્તુ ઇશ્વરની ઇચ્છા કાંઈ વિચિત્ર જ હતી ! આ બન્ને બેટ તાબામાં લઇને આગળ જે પગલું ભરવાનું મહારાજાના મનમાં હતું તે અમલમાં લાવવાને મહારાજ જીવતા રહ્યા નહિ. આ ખાંદેરી બેટ નજદીકની લડાઇ પુરી થયા પછી તરત જ મહારાજાનું મૃત્યુ થયું.

## પ્રકરણ ૧૫ મું.

---

### તેજસ્વી તારો ખર્યો !

દરેક ચીજની ત્રણ અવસ્થા હોય છે. પછી તે મનુષ્ય પ્રાણી હોય કે પદાર્થ હોય, સજીવ હોય કિંવા નિર્જીવ હોય, તેનું ત્રીજી અવસ્થામાં સ્થિત્યંતર થવું જ જોઈએ. આખો દિવસ પોતાનો પ્રતાપ બતાવીને અત્યારે સુર્યનારાયણની પ્રભા નિસ્તેજ થવા લાગી હતી. આકાશનો પશ્ચિમ તરફનો ભાગ જરાક લાલ દેખાતો હતો તે પણ નિસ્તેજ અને શ્યામ દેખાવા લાગ્યો, એટલામાં જ એક મ્હોટો તારો ખરતો નજરે પડયો. તે તરફ જોઈને હંબીરરાવ બોલ્યો, " માનાજીરાવ, આ શું છે ? હું છેક ન્હાનો હતો ત્યારથી આ તારાના વિચાર કરૂંછું, પરન્તુ એ શું છે એ જ હું હજીસુધી સમજી શકયો નથી. અત્યારે હમણાં જ મ્હેં એક મ્હોટો તેજસ્વી તારો ખરતાં જોયો. ત્હેં જોયો કે ?" મોહના તરફ વળીને તેણે પૂછયું.

" મ્હારૂં તે તરફ લક્ષ નહોતું ! હું તો આપણા આ તારા સાથે રમતી હતી. " એમ બોલીને મોહનાએ પોતાની લાડકી પુત્રીને ઉંચકીને તેને પ્રેમથી ચુંબન કર્યું.

" કેમ માનાજીરાવ, શું વિચારમાં પડયા ? "

" કાંઈ નહિ—પણ એક તેજસ્વી તારાને નીચે ખરતાં ત્હમે જોયોને ?"

" હા. કેમ વારૂ ? "

" એ આકાશમાંનો તેજસ્વી તારો, પૃથ્વીપરના પ્રતાપી પુણ્યશાળી પુરૂષનું પ્રતિબિમ્બ હોય છે, એવું મ્હારૂં સમજવું છે, અને ત્હમે અત્યારે કહો છો કે એક તેજસ્વી તારો ખર્યો— "

" માનાજીરાવ, આ શું વચમાંથી કાઢયું ! હું ક્યારનો જે પૂછુંછું તેનો ઉત્તર જ નહિ ! ત્હમારો તારો કેવો છે તે પહેલાં કહો. અને અમારી કમળજા સારી છે ને ? " મોહનાએ વચમાં જ પૂછયું.

ગયા પ્રકરણમાં ઉલ્લેખ કર્યો છે કે પાંચ હજાર માણસની ફોજ લઈને જે વહાણ મદદે આવ્યાં હતાં, તેમાં માનાજી પણ આવ્યો હતો. શિદ્દી અને અંગ્રેજની લઢાઈ પુરી થયા પછી તે ખાસ કરીને હંબીરરાવને મળવા માટે ખાંદેરીના કિલ્લામાં આવ્યો હતો. મોહનાનો પ્રશ્ન સાંભળીને માનાજી બોલ્યો,

"બધા ખુશી આનંદમાં છે. પણ અમારો મુરારી ત્હમારી સગુણાને ભેટવાને ઘણો આતુર છે."

"હોયસ્તો! આવી ભેટ એકદી જ થનાર છે? કમળાનું અને મ્હારૂં નક્કી થયું તે પ્રમાણે ત્હમારા મુરારીની માંગણી થયા સિવાય મ્હારી સગુણા થોડી જ તેની દૃષ્ટિએ પડવાની છે?"

"સાંભળો હંબીરરાવ—આ શું હું નવું સાંભળુંછું?"

"તેમાં શું નવીન છે? અમે એ પહેલેથી જ નક્કી કર્યું છે. અમારે પુત્ર થયો હોત તો અમે પહેલી માંગણી કરી હોત—"

"એમ કે? ત્યારે તો ત્હમે પ્રથમથી જ નક્કી કરી રાખેલું છે? ઠીક છે. હંબીરરાવ, ત્હમારૂં શું કહેવું છે, ભાઈ?"

"શું કહેવું 'તું? માંગણી કરશો એટલે સમજાશે!" મોહના બોલી, "જુઓ મ્હારી સગુણા જ હસવા લાગી!"

આવી રીતે મોહનાનો વિનોદ ચાલતો હતો, પરન્તુ હંબીરરાવનું તે તરફ બિલકુલ લક્ષ નહોતું. "આકાશમાંનો તેજસ્વી તારો પૃથ્વીપરના પુણ્યશાળી પુરૂષનું પ્રતિબિમ્બ છે" એવા માનાજીએ કહેલા વાક્યપર તે વિચાર કરતો હતો. પોતે એક અત્યંત તેજસ્વી તારો ખરતાં જોયો એનો શું અથ હશે તે તેના ક્યાલમાં આવ્યું નહિ. ઘણીવાર સુધી વિચાર કર્યા પછી તેણે પુનઃ માનાજીને પૂછ્યું: "કેમ માનાજીરાવ, હું ન્હાનો હતો ત્યારે કોલાબાની ખાડીમાં રેતીમાં બેસીને ઘણીવાર તારા ખરતા જોયા હતા, પણ આટલો મોટો અને તેજસ્વી તારો ખરતાં આજ સુધી મ્હેં કદી જોયો નહોતો. આ તારો પૃથ્વીપરના માણસનું પ્રતિબિમ્બ છે એવું ત્હમારૂં કહેવું હોય તો આ મ્હોટો તારો અત્યારે ખર્યો એનો અર્થ શું?"

"હું તો એમાં શું કહું? આ બાબત જાણનારા જોષી સિવાય બીજાને સમજવું મુશ્કેલ છે." થોડી વાર થોભીને માનાજીરાવ આગળ બોલ્યો, "પણ કેમ હંબીરરાવ, ત્હમારા વડિલ માંદા થયા પછી ત્હમે તેમની કાંઇ ખબર સાંભળી કે?"

"હજીસુધી કાંઇ નહિ. બાપા અહિંથી સિંધુદુર્ગ ગયા તે પછી મારી આઈએ આને અને સગુણાને અહિં મોકલી દીધાં, અને તે બાપા સાથે સિંધુદુર્ગ ગઇ."

"હવે અહિં સર્વ બંદોબસ્ત કરીને અમે બે દિવસમાં તેમની ખબર કાઢવા જવાના છીએ!" મોહના વચમાં જ બોલી.

"મ્હારો પણ ત્યાં જવાનો વિચાર છે." માનાજીરાવ બોલ્યો, "ત્યાંથી ખબર કાઢીને પછી દક્ષિણમાં જઇશ."

ઘણો વખત તેઓની વાત ચાલી એટલામાં બહારથી પહેરેગીર અંદર આવ્યો. તેના ચહેરાપરથી તે ગભરાએલો હોય એમ જણાતું હતું. તેણે કંપતા સ્વરે "રાયગઢથી પંડિતનો આજ્ઞાપત્ર લઇને જાસુસ આવ્યો છે" એવી ખબર આપી. થોડી વારે જાસુસ અંદર આવ્યો. તેણે પત્ર આગળ ધર્યો પરન્તુ આપતી વખતે તેનો હાથ થરથર ધ્રુજતો હતો. હંબીરરાવે પત્ર હાથમાં લીધો, તેપર મોરોપંત પંડિત પ્રધાનનો સિક્કો હતો. હંબીરરાવે તે પત્ર પોતાના માથે અડકાડીને પછી વાંચવાની શરૂઆત કરી. ક્ષણવારમાં જ તેનો ચહેરો બદલાયો! તેના હાથમાંથી પત્ર નીચે પડી ગયો અને "હાય હાય! તારો ખર્યો!" એમ બોલીને તેણે કપાળ કુટવા માંડયું.

"શું થયું હંબીરરાવ?" ભયભીત થઇને માનાજીરાવ એકદમ બોલ્યો.

"તેજસ્વી તારો ખર્યો. પ્રતાપી સૂર્ય અસ્ત પામ્યો! હાય! હાય!"

માનાજીરાવે નીચે પડેલો પત્ર એકદમ ઉંચક્યો અને વાંચવા માંડયો. તેમાં પ્રત્યેક મરાઠાનું હૃદય ભિન્ન કરનારી મહારાજાના મૃત્યુની શોકજનક [1]ખબર હતી, અને દરેક થાણદારે અને કિલ્લેદારે પોતપોતાના કિલ્લાની તથા થાણાની બીજો હુકમ આવતાં સુધી હુશિયારીથી વ્યવસ્થા કરવી એવો પંડિતનો હુકમ હતો.

"માનાજી, આ જુઓ આમ કેમ કરે છે?" ખોળામાં રમતી સગુણાને નીચે મુકીને એકદમ મોહના ઉભી થઈ, અને હંબીરરાવ પાસે દોડી ગઇ.

---

૧. ખાંદેરી બેટપર થાણું બેસાડીને અંગ્રેજો અને શિદ્દીને હરાવ્યા પછી મહારાજને એવી ખબર મળી કે ઔરંગાબાદ લશ્કરના ખર્ચ માટે દિલ્લીથી મ્હોટી રકમ જાય છે. તેથી તે પોતાના બહાદુર ઘોડેસ્વારોને લઇને કોઇને પણ જાણવા દીધા સિવાય તે પૈસા લઈ જનારાપર તુટી પડયા, અને શત્રુ તરફથી હરકત થાય તે પહેલાં રાયગઢમાં આવી પહોંચ્યા. આથી તેમને અતિશય થાક લાગ્યો. તેમની છાતીમાં દરદ થવા લાગ્યું, થુંકમાં લોહી પડવા લાગ્યું અને શરીરમાં સખત તાવ ભરાયો. આ દરદ દિવસે દિવસે વધવા લાગ્યું. મ્હોટા મ્હોટા વૈદ્યોએ ઘણાએ ઉપચાર કર્યા પરન્તુ કંઇ ફેર પડયો નહિ. આખરે આ મહાપુરૂષે (તા. ૫ એપ્રીલ ૧૬૮૦) બપોરે અત્યંત શાન્તપણે દેહત્યાગ કર્યો.

"હંબીરરાવ! આ શું ગાંડપણ? કપાળ શામાટે કુટો છો?—સબુર કરો, મ્હારૂં સાંભળો—બની ગએલી વાતનું હવે શું કરીએ? આ જુઓ—"

"તેજસ્વી તારો ખર્યો હાય!" એમ બોલીને હંબીરરાવે પુનઃ એકવાર અતિશય જોરથી કપાળપર હાથ પછાડ્યો. આથી બેશુદ્ધ થઇને તે જમીનપર ઢળી પડ્યો!

મહારાજાના મૃત્યુના સમાચાર તેમના સ્વામીભક્ત તાંડેલને ઘણા જ દુઃખજનક લાગ્યા. તેના મગજપર ભયંકર અસર થઈ. તેણે મસ્તકપર દુઃખના વેગથી અસહ્ય ફટકા મારીને મગજ ભમાવી નાંખ્યું, અને છેલ્લા ઝપાટે આખરે તે બેશુદ્ધ થઇને નીચે પડ્યો! આથી મોહનાએ મ્હોટેથી ચીસ પાડી. માનાજીરાવે તેને દોડીને પકડી લીધો. કિલ્લામાંનાં સર્વે મનુષ્યો દોડી આવ્યાં. મહારાજના મૃત્યુથી સર્વેને અત્યંત દુઃખ થયું હતું. તેમાં પણ પોતાના પ્રેમાળ કિલ્લેદારની શોચનીય સ્થિતિ જોઇને તેમને અત્યંત દુઃખ થયું. જે તે હંબીરરાવને શુદ્ધિમાં આણવા માટે અનેક ઉપાયો યોજવા લાગ્યા. માનાજીરાવે ઘણા વખત સુધી માથાપર પાણી નાંખવાથી હંબીરરાવની આંખો ઉઘડી. પરન્તુ આ સ્થિતિ ઘણો વખત ટકી નહિ. તેણે ફરીથી વિલક્ષણ ચાળા કરીને શરીરને કષ્ટ આપવાની શરૂઆત કરી.

"માનાજીરાવ, કેમ આ શું કરો છો? જુઓ, જુઓ, અરે ભાઇ—દોડો, દોડો."

પુનઃ હંબીરરાવ બેશુદ્ધ થયો. માનાજીરાવે તાબડતોબ કોલાબે મનુષ્ય મોકલીને વૈદ્યને બોલાવી મંગાવ્યો. દવાખાનામાંથી વૈદ્ય આવ્યા પછી તેણે હંબીરરાવના રોગની ચિકિત્સા કરી અને કહ્યું કે મહારાજાના મૃત્યુની ખબર એકાએક સાંભળ્યાથી તેને જબરદસ્ત આંચકો લાગ્યો છે, અને માનસિક શક્તિપર જોર આવીને તેને ચિત્તભ્રમ થયો છે.

આઠ દિવસ સુધી જુદા જુદા ઉપાયો કરી જોયા, પરન્તુ હંબીરરાવની ભ્રમિષ્ટ સ્થિતિમાં કાંઇ જ ફેર પડ્યો નહિ. તેને કોઇ પૂછે તો 'તારો ખર્યો' એવો એક જ ઉત્તર આપતો. આઠ દિવસમાં માનાજીરાવ કિલ્લાની વ્યવસ્થા બીજા કિલ્લેદારને સોંપીને હંબીરરાવને સિંધુદુર્ગ લઇ ગયો.

---

## ઉપસંહાર.

---

રાત પડીને સર્વત્ર નિઃસ્તબ્ધતા પ્રસરી રહી હતી. નભોમંડળમાં અસંખ્ય નક્ષત્રોના મધ્ય ભાગમાં રજનીનાથે પોતાનાં કોમળ કિરણોવડે શીતળ પરન્તુ સફેદ અને સ્વચ્છ પ્રકાશ પાડયો હતો. પૃથ્વીપર નિઃસ્તબ્ધતા જોઇને તે જાણે નિદ્રાવસ્થામાં હોય એવું લાગતું હતું. અત્યારે સિંધુદુર્ગના તટપર આપણા ખાસ પરિચયનાં બે મનુષ્યો બેઠાં હતાં. તે બન્ને માણસો હંબીરરાવ અને મોહના હતાં. સિંધુદુર્ગમાં આવ્યે તેમને બે વર્ષ થયાં હતાં. હજી સુધી હંબીરરાવનો ભ્રમ ઓછો થયો નહોતો. આખા દિવસમાં માત્ર થોડો વખત જ તે બરાબર શુદ્ધિમાં રહેતો. બાકીનો બધો વખત તે ભ્રમિષ્ટ સ્થિતિમાં રહેતો. મોહના પોતાના પતિને એક ન્હાના બાળક પ્રમાણે સંભાળતી હતી. એક ક્ષણભર તેને વ્હીલો મુકતી નહિ. રાતના વખતે તેનો અથવા સસરાનો હંબીરરાવપર એકસરખો પહેરો રહેતો. તેને એકલો મુકવાથી કદાચ પોતાની જાતને જ કાંઇ નુકસાન કરી બેસશે એવું તેને વૈદ્યે કહ્યું હતું. ગણોબા બિચારો પગે અશક્ત થવાથી પોતાના પુત્રની પાછળ દોડી શકતો નહોતો. આથી તે કામ મોહના જ કરવા લાગી. આજ પણ તે પોતાની લહેરમાં આટલી રાત્રે કિનારાપર આવીને આકાશ તરફ એકીટશે જોતો વિચાર કરતો બેઠો હતો.

"ચાલો તો વારૂ! હવે આપણે કેટલો વખત અહિં બેસી રહીશું?"

"તું કોણ? ઉભી રહે—જો હમણાં એક તેજસ્વી તારો ઉગશે તે જોયા સિવાય અહિંથી જવાનું નથી. પણ તું મ્હને કોણ લઇ જનાર? હું નથી આવતો જા—"

"આ શું? હું ત્હમારી મોહનાને? મ્હને ત્હમે વિસરી ગયા કે?"

"કો—ણ—મો—હના? કેવી મોહના? તું કાંઇ તેજસ્વી તારો નથી—પ—ણ—હ—હા—હા—હવે લક્ષમાં આવ્યું. અરે તું મ્હારી મોહના! અરેરે! વ્હાલી! હું તને વિસરી ગયો હતો." એમ બોલીને હંબીરરાવે તેને પાસે ખેંચીને પોતાના હૃદય સાથે ચાંપી, અને ચિન્તાથી તેના મ્લાન થએલા ગાલપર પ્રેમથી ચુંબન કર્યું.

"પણ હવે તો મ્હને નહિ ભૂલી જાઓને?"

"છટ્, છટ્, એમ કેમ થાય? મોહના! તું અત્યારે પહેલાં જેવી દેખાતી નથી! ત્હારૂં મુખ તદ્દન ફીકું કેમ જણાય છે?"

હંબીરરાવનો આવો પ્રશ્ન સાંભળીને તેને આનંદ થયો. પતિની ચિન્તાથી પોતાની આવી સ્થિતિ થઈ અને પોતાની આવી સ્થિતિ થવાનું કારણ તે જ છે એ તેણે કહ્યું નહિ. તે હંબીરરાવને ગળે બાઝી પડી!

"સાંભળ, આવું ગાંડપણ કરતી નહિ! હમણાં એક તેજસ્વી તારો ઉગશે—જો—જો—" એમ બોલીને હંબીરરાવે આકાશમાંના અસંખ્ય તારામાંથી એક મ્હોટા તારા સામે આંગળી કરી. આજ તે અર્ધશુદ્ધિમાં હતો. તેને જે વખતોવખત ભ્રાન્તકારક લ્હેર આવતી હતી તેની મોહનાને બરાબર ખબર હતી. તેણે ધીમે ધીમે તેને અંદર લીધો અને બિછાનાપર સુવાડ્યો.

પછી થોડા વખતમાં સંભાજી મહારાજ જાતે જંજીરાપર સ્વારી લઈને આવે છે એવી વાત દુર્ગમાં આવી. મહારાજ આવે છે એટલા જ શબ્દો સાંભળતાં જ તે એકદમ ચમક્યો. તેણે તત્કાળ વહાણપર જવાની તૈયારી કરવા માંડી. તેની ગરબડ જોઇને તે ખરેખર શુદ્ધિમાં છે કિંવા ભ્રમણામાં છે એ કોઇ જાણી શક્યું નહિ. મોહના પણ ગભરાઇ. તે હંબીરરાવને સમજાવવા મહેનત કરવા લાગી. આથી તો ઉલટો તે જ તેને સમજાવવા લાગ્યો, અને બોલ્યો, "ગાંડી, ખુદ મહારાજ આવે અને હું ના જાઉં એવું કહે છે, તેનો શું અર્થ? આપણો હંબીરરાવ વહાણુપર નથી એવું જોઇને તેમને કેટલું બધું ખોટું લાગશે તેની તને કાંઇ કલ્પના છે કે?"

આખરે નાઇલાજે ગણોબાએ બે સારા માણસો આપીને હંબીરરાવને દોલતખાન તાંડેલના વહાણુપર મોકલ્યો. પોતાના નાયકની શોચનીય સ્થિતિ જોઇને તેને અત્યંત માઠું લાગ્યું. હંબીરરાવ કેવો બહાદુર અને ઉત્તમ યોદ્ધો હતો એ સર્વ જાણુતા હતા. તેની તરફ જોઇને વહાણુપરના દરેકને માઠું લાગતું હતું. બીજે દિવસે સંભાજી મહારાજ વહાણુપર આવ્યા. દોલતખાન તાંડેલે હંબીરરાવને તેમની સામે રજુ કર્યો, પરન્તુ હંબીરરાવે સંભાજી મહારાજને મુજરો કર્યો નાહ. તે એકી નજરે તેમના મુખ સામું જોતો ઉભો રહ્યો.

"છટ્, ન હોય તે તારો! તે તેજસ્વી તારો ખર્યો! હાય! હાય!" ફરીથી તેને ભ્રમ થયો.

હંબીરરાવનું આ ચમત્કારિક વર્તન જોઇને સંભાજી મહારાજે દોલતખાનને તેની ખબર પૂછી. આથી ટુંકમાં આપણા કથાનાયકની સ્વામીભક્તિની માહિતી આપીને દોલતખાન બોલ્યો, "આપણા પરમપૂજ્ય મ્હોટા મહારાજ સ્વર્ગવાસી થયા એ સાંભળતાં જ આની આવી શોચનીય સ્થિતિ થઈ છે."

સંભાજી મહારાજને હંબીરરાવની હકીકત સાંભળીને ઘણું જ દુઃખ થયું. પોતાના વડીલ માટે દેહ નહિ તો મન રૂપી સર્વસ્વ અર્પણ કરનાર હંબીરરાવ જેવો શુરો અને સ્વામિભક્ત યોદ્ધો છે એવું જોઇને તેમને આનંદ થયો. તેમણે તત્કાળ હંબીરરાવને વર્ષાસન બાંધી આપીને તેની બરાબર સંભાળ લેવા પોતાની મંડળીને હુકમ આપ્યો.

વાંચક! અહિં આપણી વાર્તા પુરી થઈ! આપણો કથાનાયક આખર સુધી એવી જ સ્થિતિમાં રહ્યો. કોઇ કહેતું તો "હાય! હાય! તારો ખર્યો!" એ એક જ ઉત્તર તે આપતો. મોહનાને પોતાના પતિનો કદી પણ કંટાળો આવ્યો નહિ. તે રાત દિવસ તેની સેવા કરવામાં અને ન્હાના બાળકની પેઠે તેના કોડ પુરા કરવામાં આનંદ માનતી. ચાંદની રાતમાં તે પોતાના પતિને કિલ્લાના કિનારાપર લઇને એક બાળક પ્રમાણે તેની સાથે રમીને તેનું દરેક રીતે મન રંજન કરતી હતી.

પાછળથી સગુણા મ્હોટી થયા પછી કમળજાના પુત્ર મુરારીરાવ સાથે તેનાં લગ્ન થયાં. આ મુરારી પાછળથી કાન્હોજી આંગ્રેના વહાણપર ઘણો જ પ્રસિદ્ધ થયો. [ સમાપ્ત. ]

---